# વાતબહેન

એક હતી વાત. આકાશની પાછળ એનો વાસ હતો.

એક દિવસ તે આ ધરતી ઉપર આવી ચઢી.

રાત પડી ગઇ હતી. બધે શાંત હતું. સૌ જંપી ગયાં હતાં.

વાત રાજાના મહેલે ગઇ, ને દરવાજાનાં બારણાં હલાવ્યાં.

રાજા કહે, 'કોણ છે ?'

વાત કહે, 'એ તો હું. મારું નામ વાત. આકાશની પાછળ મારો વાસ છે. તમારે આંગણે આવી છું.'

રાજા કહે, 'ભલે આવ્યાં. પણ મારે તો શિકારે જવાનું છે, યુદ્ધમાં જવાનું છે, સ્વારીએ ચઢવાનું છે,

અને દરબારમાં જવાનું છે. રાજકાજ મૂકીને હું તમારી સાથે ક્યાં બેસું ?'

વાત તો ત્યાંથી ચાલી નીકળી.

રાજાના મહેલની સામે રાણીનો મહેલ હતો. ઉંચો અને વિશાળ. જાળી ને ઝરૂખાનો પાર નહિ. આંગણામાં નાનકડો એક બાગ. વચ્ચે એક ફુવારો ફરફર ઉડે. થાળામાં માછલીઓ નાહ્યા કરે. નાનાં મોટાં રંગરંગનાં ફૂલ જોયા કરે.

વાતે આ રાણીના મહેલના દરવાજા હલાવ્યા.

રાણી કહે, 'કોણ છે ?'

વાત કહે, 'એ તો હું. મારૂં નામ વાત. આકાશની પાછળ મારો વાસ છે. તમારે આંગણે આવી છું.'

રાણી કહે, 'ભલે આવ્યાં, પણ મારે તો મહેલના શણગાર કરવા છે. દાસીઓનાં કામ વહેંચવાં છે. કુંવરકુંવરીને રમાડવાં છે. મને અત્યારે ફુરસદ નથી. એ પેલા રાજાજી આવે. એમની પાસે જાઓ.'

વાત ત્યાંથી પાછી ફરી.

નગર વચ્ચે નગરશેઠની હવેલી છે. આંગણે છડીદાર બેઠા છે. ચોકીદાર ચોકી કરે છે. મહેતા લોક હજુએ

ઘીના દીવા બાળી તાજવે રૂપીઆ તોળી તોળી ચરૂમાં નાખે છે. નગરશેઠ હીંડોળાખાટે હીંચી રહ્યા છે.

ત્યાં જઇને વાત ખડી થઈ.

નગરશેઠ કહે, ' તમે કોણ છો ? '

વાત કહે, ' મારૂં નામ વાત. આકાશની પાછળ મારો વાસ છે. આજે તમારે આંગણે આવી છું. '

શેઠ કહે, ' પણ જુઓ ને ! મારે તો વટ કરવાનો છે, વ્યવહાર કરવાનો છે. દેશપરદેશના તારટપાલની બેગ તો હજુ ભરાયેલી છે. સવાર થશે ત્યાં તો બાર બાર મીલોને મારે મુલાકાતો આપવાની છે. બંદરે મારાં સફરી વહાણ લાંગર્યાં છે. મને કંઈ તમારી સાથે વખત ગાળવાનો અવકાશ નથી. '

વાત તો પછી વકીલને ત્યાં ગઇ, મોચીને ત્યાં ગઈ, દરજીને ત્યાં ગઈ, સુતારને ત્યાં ગઈ.

વકીલ કહે, ' મારે કોરટમાં કાલે કેસ છે. '

મોચી કહે, ' મારે કાલે તહેવારનો દહાડો છે. ઘરાકની ભીડ છે. '

દરજી કહે, ' આજકાલ લગનગાળો ચાલે છે. '

સુતાર કહે, ' ચોમાસા પહેલાં આ ઈમારત ઉભી કરવાના મારા કરાર છે. '

ફળિયાના ચોકમાં નાનાં છોકરાં તલકછાંયડી રમે છે. ચાંદો આકાશમાં માથે આવ્યો છે. છોકરાં રાયનાં છે, રંકનાં છે; નાનાં છે, મોટાં છે; સૂકલાં છે ને ભુલકાંય છે

વાત કહે, 'લાવને, આમને છેલ્લીછેલ્લી મળતી જાઉં.'

વાત તો ચોકમાં જઈને ઉભી રહી. એક બાળક પાસે આવ્યું, બે આવ્યાં, ત્રણ આવ્યાં. ઘડીકમાં તો બધાંય આસપાસ વીંટાઇ ગયાં.

બાળકો કહે, 'તમારૂં નામ શું, ઠામ શું?'

વાત કહે, 'મારૂં નામ વાત. આકાશની પેલે પાર, પેલા ચાંદાથી યે દૂર મારો દેશ છે, ત્યાં હું રહું છું. ધરતી માના ઓવારે હું ઉતરી આવી છું.

રાજાને ત્યાં ગઇ તો રાજા રાજકાજમાં છે. રાણીને ત્યાં ગઈ તો રાણી ઘરકાજમાં છે. નગરશેઠને ત્યાં ગઈ તો શેઠ વેપાર ખેડે છે. વકીલને વકીલાત કરવી છે. મોચી, દરજી અને સુથારને ઘરાકનાં મન રાજી કરવાં છે.

હવે તમારી પાસે આવી છું.'

સૌ બાળકો કહે, 'હા, આવો ત્યારે અમારી સાથે. અમારા પગ ટચુકડા છે. તમે તો આકાશનીયે પેલે

પારથી અહીં આવો છો. અમે તમારે ખભે બેસશું, ને પછી દેશ દેશાવર ફરી આવીશું. અમારી આંખો તો જુઓ ! નાની નાની છે, છતાં આ ચોકની કાંકરીએ કાંકરી અમે જોઇ વળ્યાં છીએ. હવે તો અમે દેશ જોઇશું, વિદેશ જોઈશું; પહાડ જોઈશું, પર્વત જોઈશું; નદી જોઈશું, નાળાં જોઈશું; સમુદર જોઈશું, દરિયો જોઈશું; સારૂં જગત ફરી વળીશું. અમે રોજ રાતે આ ચોકમાં આવીશું. વાતબહેનાં, તમે અહીં આવશો ?'

વાત કહે, ' ભલે. હું આજથી તમારી દોસ્ત.'

આજેય વાતબહેનાં બાળકોનાં દોસ્ત બની ખેલી રહ્યાં છે.



૨

# ઉઠે બચુડિયાં જાઈ ઘેર

એક હતી મરઘી.

એને એક બચ્ચું.

એ બે જણાં રોજ સાથે ખાવાનું શોધવા જાય.

એક દી ખેતરમાં ગયાં, ત્યાં બોર ખાતાંખાતાં મરઘડાના ગળામાં ઠળિયો ભરાઈ ગયો, તે કેમે કર્યો ઉતરે નહિ. મરઘડું તો બીચારૂં મૂંઝાઈ ગયું ને મરવા જેવું થઈ ભોંય ઉપર પડ્યું. ગભરાતી ગભરાતી મરઘી પાણી શોધવા ચાલી.

જતાં જતાં નદી આવી. એને કહે :

'નદી દેવા, નદી દેવા
દો પાણી ડાં

છાં હું મ ર ઘ ડાં
ઉ ઠે બ ચુ ડિ યાં
જા ઉં ઘે ર.'

નદી કહે, 'મરઘીબાઈ, તમને પાણી તો આપું, પણ મારી પાસે વાસણ નથી.'

મરઘી કહે, 'આ લઈ આવું.'

જતાં જતાં દૂધીનો વેલો આવ્યો. એના ઉપર તુમડાં બાઝેલાં. મરઘી એને કહે :

'વેલા દેવા, વેલા દેવા
દો તુ મ ડિ યાં
આ પું ન દી ને
દે પા ણી ડાં
છાં હું મ ર ઘ ડાં
ઉઠે બ ચુ ડિ યાં
જા ઉં ઘે ર.'

વેલો કહે, 'મરઘીબાઈ, તુમડાં તોડીને લઈ જાઓ.'

મરઘી તોડવાનો વિચાર કરે, પણ વેલા નીચે કાંટા પડેલા. તે કોઇ તોડી આપે તો ઠીક એમ ધારીને કોઈ માણસને શોધવા નીકળી.

જતાં જતાં એક બાળા મળી, એને કહે:

'બા ળા દે વા, બા ળા દે વા
તો ડી દો તુ મ ડિ યાં
આ પું ન દી ને
દે પા ણી ડાં
છાં ટું મ ર ઘ ડાં
ઉ ઠે બ ચુ ડિ યાં
જા ઈં ઘે ર.'

બાળા કહે, ' મરઘીબાઇ, તુમડું તોડી આપું, પણ એની નીચે કાંટા છે, તે બુટ લાવી આપો તો ઠીક. '

મરઘી કહે, ' આ લઈ આવું. '

મરઘી તો મોચીને ત્યાં ગઇ. જઇને કહે:

'મોચી દેવા, મોચી દેવા
દો બુ ટ ડિ યાં
આ પું બા ળા ને
તો ડી દે તુ મ ડિ યાં
આ પું ન દી ને
દે પા ણી ડાં
છાં ટું મ ર ઘ ડાં
ઉ ઠે બ ચુ ડિ યાં
જા ઇં ઘે ર.'

મોચી કહે, ' બુટ તો તૈયાર છે, પણ એને નાળ દેવાની બાકી છે, તે લવારને ત્યાંથી લાવી આપશો ? '

મરઘી કહે, ' આ લઇ આવું. '

મરઘી તો લવારને ત્યાં ગઇ. જઈને કહેઃ

'લવાર દેવા, લવાર દેવા
દો ના ળ ડિ યાં
આ પું મો ચી ને
દે બુ ટ ડિ યાં
આ પું બા ળા ને
તો ડી દે તુ મ ડિ યાં
આ પું ન દી ને
દે પા ણી ડાં
ક્યાં હું મ ર ઘ ડાં
ઉ ઠે બ ચુ ડિ યાં
જા હું ઘે ર. '

લવાર કહે, ' મરઘીબાઈ, નાળ તો ટીપી આપું, પણ કોલસા નથી તે થોડા વીણી લાવશો ? '

મરઘી તો દોડતી દોડતી જઇને કોલસા વીણી લાવી, ને લવારને આપ્યા.

લવારે તરત નાળ ટીપી આપી. તે લઈને મોચીને આપી.

મોચીએ બુટ આપ્યા.

તે પહેરીને બાળાએ તુમડું તોડી આપ્યું.

એટલે નદીએ તુમડું ભરીને પાણી આપ્યું.

પાણી લઇને મરઘી ગઇ. મરઘડું બેભાન થઈ ગયું હતું, એને છાંટયું.

ઘણીવારે મરઘડાને ભાન આવ્યું. પછી એને પાણી પાયું. પાણી સાથે ગટક લઇને ઠળિયો ગળા હેઠે ઉતરી ગયો.

પછી મરઘડું ને મરઘી બે હસતાંહસતાં વાતો કરતાંકરતાં ઘેર ગયાં.



૧૫૨૪૨

૩

# ફુક્કો

એક હતો ફુક્કો. ફુક્કો લારીમાં વેચાય. લારી મેળામાં ફરે.

એક છોકરો મેળામાં ગયેલો. છોકરો બહુ મોટોય નહિ અને બહુ નાનોય નહિ; પણ બટુક જેવડો.

તેણે પેલો ફુક્કો જોયો, અને મનમાં થયું, 'અહો આ તો ઉડે એવો છે, અને ઉપર સાતરંગી મેઘધનુષ્ય છે. ચાલને, મારી પાસે એવો ફુક્કો હોય તો કેવું સારૂં!'

તેણે લારીવાળાને પૂછ્યું, 'એ લારીવાળા, એ લારીવાળા, આ ફુક્કાના કેટલા પૈસા ?'

લારીવાળો કહે, 'ત્રણ.'

પછી છોકરે તો ત્રણ પૈસા ગજવામાંથી ખખડાવી દીધા અને ફુક્કો લઇ ચાલવા લાગ્યો. તેના હાથમાં દોરી રહી ગઈ છે, અને ફુક્કો ઉંચે ઉંચે ઉડયો જાય છે.

રસ્તામાં એક ગધેડું દોડતું આવે. 'ઘેંકુક' 'ઘેંકુક' ભૂંકતું આવે, પૂંછડી હલાવતું આવે, કાન પટપટાવતું આવે, ને પગની લાતો મારતું આવે.

ગધેડાની હાલતી પૂંછડી છોકરાના હાથમાં અથડાઈ અને હાથમાંથી ફુક્કાની દોરી સરી ગઈ.

બટુક ફુક્કા પાછળ દોડયો દોડયો જાય, પણ ફુક્કો તો ઉડયો ઉડયો જાય.

રસ્તામાં એક હજામભાઇ હજામત કરતા હતા. લટપટ લટપટ અસ્રાની ધાર કરતા જાય, રામા પટેલને માથે સરસર લીસી કરતા જાય, અને આગળ પાછળ જોતા જાય. હજામભાઇએ છોકરાને દોડતો દીઠો.

હજામ પૂછે, ' એ છોકરા, કેમ દોડે છે ? '

છોકરો કહે, ' જોતા નથી, મારો ફુક્કો ઉડી જાય છે ? '

હજામભાઇથી તો રહેવાયું નહિ. હજામત ત્યાંની ત્યાં રહી ને ફુક્કા પાછળ દોડયો. રામાપટેલ મોં ફાડી જોતા રહ્યા, પણ હજામ તો દોડયો.

ત્યાં તો એક ઘોડાગાડીવાળો ' એ બાજુ ખસો, બાજુ ખસો ' બોલતો જાય, ઘોડાને ધીમેથી ચાબુક લગાવતો જાય, અને સીધે રસ્તે એની ગાડી હાંકતો જાય.

પેલો ફુક્કો ઉડતો ઉડતો ટચાક દઈને એના ફાળિયામાં અથડાયો.

ગાડીવાળો ઉંચી નજર કરે ત્યાં તો ફુક્કો ઉડયો ઉડયો જાય. પાછળ છોકરો ને હજામ દોડયા જાય. ગાડીવાળો કૂદકો મારતોને ગાડી ઉપરથી નીચે ઉતર્યો ને ગાડી મૂકીને દોડયો.

રસ્તે એક કુંભાર બેઠેલો. પાસે હાંલ્લાં ને કુલડીઓ મૂકેલી. તાવડી ને તોલડી પણ રાખેલી. આ કુંભારની હુક્કાની ચલમ ખૂબ વખણાય.

કુંભારે આમ જોયું તો પેલો છોકરો દોડયો જાય. પાછળ હજામ ને એની પાછળ ચાબુકવાળો ઘોડાવાળો.

કુંભારે છોકરાને પૂછયું, ' એ છોકરા, કેમ દોડે છે ? '

છોકરો કહે, ' જોતો નથી, પેલો ફુક્કો ઉડયો ઉડયો જાય છે ? '

પછી તો હાંલ્લાં બાંલ્લાં મૂકી કુંભાર પાછળ દોડયો. હજામ દોડયો જાય, ગાડીવાળો પણ દોડયો જાય, પેલો ફુક્કો તો ઉડયો ઉડયો જાય.

સામે એક દાકતર એક છોકરાની નાડના ધબકારા ગણે, દાંત આંખની તપાસ લે, ને ભૂંગળી મૂકી છાતી -લોહીના વેગ જૂએ.

આમ જોયું તો ફુક્કો ઉડતો દીઠો.

પછી દાકતર પણ લથડપથડ દોડયો જાય.

આગળ કુંભાર ને હજામ દોડયા જાય, ચાબુક-વાળો હાલ્યો જાય, છોકરોય દોડયો જાય, પણ પેલો ફુક્કો તો ઉડયો ઉડયો જાય છે.

ચાર રસ્તા છે. વચમાં પોલીસદાદા ઉભા છે. વાંકી ટોપી પહેરી છે, કમરે પટો પહેર્યો છે, પાછળ ડંડુકો લટકે છે, ચાંપમાં સીસોટી ટાંગી છે. આમ જુએ, તેમ જુએ; ઉંચા નીચા હાથ કરે, ગાડીઘોડાના માગ કરે.

ટચાક દેતોકને ફુક્કો તેમના કપાળમાં ટીચાયો. ઉંચે નજર કરી જુએ ત્યાં તો ફુક્કો ઉડયો ઉડયો જાય.

આમ જૂએ તો પાછળ કુંભાર—હજામ દોડયા આવે. ડોકટર સાહેબનો શ્વાસ ન માય. ચાબુક હલાવતો ગાડીવાળો પડતો આખડતો દોડે. છોકરો સૌથી આગળ આવે.

પછી પોલીસદાદા પણ દોડયા જાય. પણ પેલો ફુક્કો તો ઉંચે ઉંચે ઉડયો જાય.

આગળ જતાં એક ઝાડ આવ્યું. ઝાડ તો બાવળ-નું. તેને મોટા મોટા ભાલા જેવડા કાંટા. ફુક્કો ઉડતો ઉડતો ઝાડમાં અથડાયો. મોટી એવી શૂળ ફુક્કામાં ભોંકાઇ ગઇ, ત્યાં તો ફટાક દેતોકને ફુક્કો ફૂટી ગયો.

સૌ ત્યાં આવી ઉભા રહ્યા. હાથ ઘસીને પાછા ફર્યા. ફુક્કાનું રબર નાનો છોકરો લઇ ગયો.

૪

# સુંદર ને સુલુ

એક હતી ડોશી.

એને બે દીકરીઓ.

એકનું નામ સુંદર, બીજીનું નામ સુલુ.

સુંદર રૂપરૂપનો ભંડારઃ એની આંખો જાણે કમળનાં ફૂલ. એના દાંત જાણે દાડમની કળીઓ. એના હોઠ જાણે પરવાળાંની હાર. એના વાળ જાણે નાગની ફેણ.

સુલુ કાળી કાળી શાહી. એનું નાક જાણે પોળ. એના હાથ પગ દોરડી. એનું પેટ ગાગરડી.

સુંદર તો ડોશીના હૈયાનો હાર, આંખની કીકી. ડોશી સુંદરનો પડતો બોલ ઝીલે. પાણી માગતાં દૂધ

આપે. ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે ફેરવે. રખેને ફૂલ ચીમળાઈ જાય !

સુલુ જાણે ગામનો ઉતાર. એની પાસે ડોશી રાતે દળાવે, પરોઢિયે પાણી ભરાવે, દિવસે કામ કરાવે, સાંજે કંતાવે. જાણે ઘરની ગુલામ !

કાંતતાં કાંતતાં એક દિવસ સુલુને ત્રાક વાગી, ને લોહીની ધાર ચાલી. ત્રાક ને સૂતર બધું રંગાઇ ગયું.

ત્રાક લઈને સુલુ નદીએ ધોવા ચાલી. ધોતાં ધોતાં ત્રાક પડી ગઈ.

એ તો બીતી બીતી ઘેર આવી. માને કહે, ' મા, મા, ત્રાક પડી ગઇ. '

મા કહે, ' પડી કેવી જાય ? જા, લઈ આવ, નહિ તો ઘરમાં નહિ પેસવા દઉં. '

સુલુ તો રોતી રોતી નદીએ ચાલી.

નદીએ જઈને ખૂબ રોઈ, છાતીફાટ રોઇ. પણ ત્રાક કંઇ ઉપર આવે ? એ તો રોઇ રોઇને થાકી.

આખરે ઉંઘી ગઇ.

જાગી ત્યારે પાસે ભડભડ ભડકા બળે, ને મહીં કંઈક બોલે, ' મને કોઇ કાઢો રે, કાઢો રે. બળી જાઉ છું. મને કોઇ કાઢો રે. '

સુલુ જુએ તો અંદર સાપનો કણો. એ તો ઉંધું ઘાલીને આગમાં પડી, ને કણાને કાઢી લાવી. એને પંપાળે, છાતી સરસો ચાંપે, પવન નાખે, પાણીનાં પોતાં મૂકી ઠંડક કરે, એમ સારવાર કરે. રાતે એને સોડમાં સુવાડીને સૂઇ ગઇ.

સવારે સોડમાં કણો ન મળે. આમ શોધ્યો, તેમ શોધ્યો; ખાડામાં શોધ્યો, દરમાં શોધ્યો; પણ ક્યાંઈ કણો ના જડે.

થાકીને સુલુ તો આગળ ચાલી. આગળ જતાં એક ઝુંપડી આવી. ઝુંપડીની બહાર ઝાડ નીચે એક ડોશી બેઠેલાં.

ડોશીમા કહે, 'આવ બેટા.'

સુલુએ તો ડોશીમાને પગે લાગીને બધી વાત કહી.

ડોશી કહે, 'ભલે. મારે દીકરી નહોતી, તે ઘરડે ઘડપણ તું ખપ લાગીશ.'

વહેલી ઉઠીને સુલુ વાળેઝાડે, ન્હાયધૂએ, ત્યાં ડોશીમા ઉઠે. ડોશીમાને નવડાવીધોવડાવી સુલુ રાંધવા પેસે. જમીકરીને ડોશી સૂએ ત્યારે સુલુ પગચંપી કરે. ડોશીમા ઉંઘી જાય ત્યાં એ વાસણકુસણ માંજી નાખે. ડોશીમા ઉઠે એટલે રામાયણ

મહાભારતમાંથી કથા વાંચે. રાતે વાળુ કરીકારવી ભગવાનનું નામ લઇને સૂઇ જાય.

એમ દિવસ ગયા ને રાત ગઈ. અઠવાડિયાં ગયાં ને મહીના ગયા. વરસ થવા આવ્યું.

સુલુને કંઈક સૂનુંસૂનું લાગવા માંડયું. એ છાના છાના નિસાસા મૂકે. કદીકદી આંસુ સારે. રાતે ઉંઘે નહિ, ને ઉંઘે તો ઝબકીને જાગી ઉઠે. પણ એના કામમાં લગીરે ચૂક ન પડે.

એક વખત ડોશી પૂછે, 'કેમ બહેન, મા સાંભરે છે કે ?'

સુલુ તો રડી પડી.

ડોશીમા કહે, 'ચાલ બેટા, મૂકવા આવું.'

છૂટા પડવાનો વખત થયો. સુલુ ડોશીમાને પગે લાગીને કહે, 'માજી, બોલ્યુંચાલ્યું માફ કરજો. માયા-પ્રીત રાખજો, ને કદી આવો તો સંભારીને મળજો.'

ડોશીમાએ આશીર્વાદ આપ્યો. સુલુની આંખ-માંથી ગરગર આંસુ ટપકયાં. ડોશીમાના પગ ભીંજાઇ ગયા.

થોડી વારે સુલુ ઉંચે જુએ, તો કોઇ નહિ. નીચું જુએ તો પગમાં મોજડીઓ. ડીલે જુએ

તો રેશમી કપડાં. હાથે બંગડીઓ ને પગે સાંકળાં. નાકે ચૂની ને કાને એરીંગ. ગળામાં મોતીની માળા. નાક જાણે પોપટની ચાંચ. પેટ જાણે પોયણ પાન. પગ કેળના સ્થંભ.

હરખાતી હરખાતી સુલુ ઘેર ગઈ. માને પગે લાગી. 'મા' કહીને બાઝી પડી.

માને હરખનાં આંસુ આવ્યાં. જેમ જૂએ તેમ નવાઈ લાગે, 'આ શું? આ તે સાચું કે ખોટું? દિવસ કે રાત? જાગૃત કે સ્વપ્ન? ડાકણ કે પરી? સુલુ કે સુંદરી?'

સુલુએ માંડીને બધી વાત કહી. માને અદેખાઇ આવી. 'હેં! આને આવું રૂપ! આને તે શોભે? ચાલ, સુંદરીને મોકલું.'

માએ સુંદરીને વાત કરી.

સુંદરી કહે, 'જાય છે મારી બલા.'

માએ તો ઘણી આજીજી કરી.

આખરે સુંદરીએ માન્યું.

'એ રેંટિયો કોણ ચલાવે? એ ઘરરર ઘરરર અવાજથી કાનજ ફૂટી જાય તો! ત્રાક વાગે ને આંગળી કપાય તો!'

એ તો એમ ને એમ આગળ ચાલી.

ડોશીમાની ઝુંપડી આવી.

ડોશીનું મોં જોઇને સુંદરીનું ટીચકું ચઢી ગયું.

ડોશીમા કહે, 'ભલે આવી, બેટા.'

સુંદરી પહોર દિવસ ચઢયે ઉઠે, ત્યારે તો ડોશી નહાઇધોઈને રાંધતાં હોય. જમી કરીને ડોશીમા વાસણ માંજતાં હોય, ત્યાં સુંદરી આડે પાસે પડે. સાંજે જંગલમાં ફરવા જાય. ફૂલોની માળા ગૂંથીને હાર પહેરે. વાળુ કરીને ડોશીમા ભજન કરતાં હોય, ત્યાં સુંદરીનાં નાક બોલે. કામ વિના સુંદરી ડોશીમા સાથે વાતે ય ન કરે.

એમ દિવસ ગયા ને રાત ગઇ. બે ત્રણ અઠવાડિયાં ગયાં ને મહીનો થવા આવ્યો.

સુંદરીને ઘેર જવાનું મન થયું. એ કહે, 'મારે ઘેર જવું છે.'

ડોશીમા કહે, 'ભલે ચાલ, રસ્તો બતાવું.'

સુંદરી કહે, 'મેં જોયો છે.'

ડોશીમા કહે, 'ઠીક આવજે.'

સુંદરી પૂંઠ કરીને ચાલવા માંડે ત્યાં તો નીચે ધગધગતી ધૂળ ને માથે તાપ. પગનાં તળીઆં શેકાઇ ગયાં. આખે ડીલે પરસેવાના રેબઝેબ છૂટયા. ઘાઘરી ને પોલકું ગંદાંગંદાં થઈ ગયાં.

આગળ જતાં મોટું વન આવ્યું. ઝાડ ને ઝાંખરાંનો પાર નહિ. કાંટા ને ઝરડાંથી ઉઝરડા ભરાય.

ઠેસ વાગે ને પડી જાય. વળી ઉભી થાય ને આખડી પડે. વાગે ને લોહી નીકળે.

હાથપગ છોલાઇ ગયા. નાક છુંદાઈ ગયું, ને મોં બધું ધૂળધૂળ થઈ ગયું.



૫

# દેવચકલી

એક હતો ડોસો. એણે એક દેવચકલી પાળી.

ડોસો રોજ જંગલમાં જાય. લાકડાની નાની નાની ભારીઓ લાવે, ને ગામમાં જઇને વેચી આવે. એ પૈસામાંથી દૂધ ને ચોખા લાવે, ને ચકલી માટે ખીર કરે.

ડોશીથી આ જોયું જાય નહિ, તે રોજ કંકાસ કરે.

એક દિવસ ડોસો જંગલમાં ગયો. ડોશીએ ચકલીને ખૂબ મારી, ને એની ચાંચ કાપી લીધી. ચકલી તો રડતી રડતી ઉડી ગઈ.

ડોસે ઘેર આવીને ખીર કરી. રોજ ખીર થાય ત્યારે ચકલી જ્યાં હોય ત્યાંથી આવીને ડોસાને ખભે બેસે. પણ આજે ચકલી ક્યાં હતી?

ડોસો કહે, 'ચકલી ક્યાં ?'

ડોશી કહે, 'મેં એને મારીને કાઢી મૂકી.'

ડોસો લઢ્યો, વઢ્યો, ને રીસાઈને જતો રહ્યો.

એ તો ચાલ્યો. આમ જાય, તેમ જાય; આગળ જાય, પાછળ જાય; ઝાડ જૂએ, ઝાંખરાં જૂએ; નદી જૂએ, નાળાં જૂએ; ખાડા જૂએ, ટેકરા જૂએ.

એવે ચકલી ચીંચીં બોલી.

ડોસે ઉંચું જોયું.

ચકલી કહે, 'બાપુ, ક્યાં જશો ?'

ડોસો કહે, 'તને ખોળવા.'

'ચાલો, મારે ઘેર.'

ડોસો ચકલીને ઘેર ગયો.

ઓરડામાં ઉતારા આપ્યા.
દા ડ મી દાતણ આ પ્યાં.
તાંબાકુંડીમાં નાવણ આપ્યાં.
ભોજનમાં લાપશી આપી.
મુખવાસમાં એલચી આપી.
પોઢણમાં ઢોલીઆ આપ્યા.

બીજે દિવસે ડોસો ઘેર જવા નીકળ્યો.

ચકલી કહે, 'બાપુ, આ બે ડાબલીઓ લેતા જાઓ.'

એક ડાબલી ભારે, બીજી હલકી.

ભારે તો ન ઉંચકાઈ, એટલે ડોસો કહે, 'હું તો હલકી લઈ જઇશ.'

ડોસો તો ઘેર ગયો.

ડોશી રાજી રાજી થઇ ગઈ.

ડાબલી ઉઘાડી, તો મહીં તો હીરા ને માણેક; સોનું ને રૂપું.

ડોશીને મન થયું, લાવને હું ય ચકલીને ત્યાં જઈ આવું.

ડોશી તો ઠચુક ઠચુક કરતી ચાલી. જંગલમાં ચકલી મળી.

ચકલી કહે, 'માજી, માજી, ક્યાં જશો ?'

ડોશી કહે, 'બહુ દિવસ થયાં તને જોઈ ન હતી, તે ચિંતા થતી હતી.'

ચકલી કહે, 'ચાલો મા, મારે ઘેર.'

ડોશી તો ચકલીને ઘેર ગઈ.

ખો ર ડાં માં ઉ તા રા આ પ્યા.
થો રી આ નાં દા ત ણ આ પ્યાં.
ખાબોચીઆનાં નાવણ આપ્યાં.
ભૈ ડ કા નાં ભો જ ન આ પ્યાં.
લીં ડી ના મુ ખ વા સ આ પ્યા.
ખા ટ લી નાં પો ઢ ણ આ પ્યાં.

ડોશીને તો પગથી માથા સુધી ઝાળ ચડી.

ડોશી કહે, ' હું તો જઇશ.'

ચકલી કહે, ' વારૂ, બા. આવજો ત્યારે. કાગળ-પત્ર લખજો. જાતનાં જતન કરજો.'

ડોશી કહે, ' ભલે. પણ કંઈ સંભારણું તો આપ.'

ચકલી કહે, ' હોવે બા. એ તો હું ભૂલી જ ગઈ.'

ચકલીએ બે ડાબલીઓ આપી. એક ભારે ને બીજી હલકી.

ડોશીએ તો ભારે ડાબલી માથે લીધી. ચકલી-બાઇને રામરામ કર્યા, ને ચાલી નીકળ્યાં.

ડોશીનો હરખ માય નહિ. દડબડ દડબડ દોડી જાય. આઘું જુએ, પાછું જુએ; વળીવળીને જુએ, ફરીફરીને જુએ; ચકલી આવતી તો નથી ને?

ડોશીને ઠોકર વાગે, ગબડી જાય, પાછાં ઉભાં થાય.

થોડે જાય ને બેસે. થોડે જાય ને બેસે.

હાંફ તો માય નહિ.

એમ કરતાં ડોશી ઘેર પહોંચ્યાં. ઘેર જઇને ડાબલી ઉઘાડી. મહીં તો સાપ ને વીંછી.

સાપ વીંછી બધા બહાર નીકળ્યા, ને ડોશીને કરડી ખાધી.

ડોસાએ ખાધું, પીધું, ને મજા કરી.



૬

# માછીરાજા

એક હતો માછી.

એ રોજ દરિયે જાય ને આખો દિવસ માછલાં પકડવા જાળ નાખે, પણ માંડમાંડ ચારપાંચ માછલાં આવે. એમાં એનું ને એની બૈરીનું ક્યાંથી પૂરું થાય?

એક દિવસ જાળમાં એક મોટી માછલી ભરાઇ. માછી તો ખુશખુશ થઇ ગયો. એણે ધીમે ધીમે જાળ ખેંચી. રખેને માછલી પાછી પાણીમાં જતી રહે !

માછી એને કોથળીમાં નાખતોતો એટલામાં એ બોલી, 'ભાઈ, મને જવા દે. હું માછલી નથી, પણ રાજકુંવર છું. જો મને જવા દે તો તને જોઇએ તે આપું.'

માછી કહે, ' મારે તો કંઇ નથી જોઈતું.'

એણે તો માછલીને પાછી પાણીમાં મૂકી દીધી.

સાંજ સુધી માથાફૂટ કરીને માછી ઘેર ગયો. માછણને માંડીને બધી વાત કહી.

માછણ કહે, ' તમે એવા કેવા તે કશુંય ના માગ્યું ? '

' પણ આપણે શું દુઃખ છે તે માગવું પડે ? ખાઇ પીને રામનું નામ લઇએ છીએ.'

'શું દુઃખ છે ! આ ગંધાતી ખાડમાં પડી રહીએ છીએ ને કહે છે 'શું માગવું તું'! જાઓ, જઇને કહો કે એક ઝુંપડી જોઇએ છે.'

માછીને તો કંઇ માગવું ન હતું, પણ માછણ એના માથાની હતી. ન જાય તો એને ઝંપીને બેસવા ન દે. આખરે એ બબડતો બબડતો ગયો.

દરિયે જઇને કહે,

' ઓ દરિયાના રાજકુમાર,
માછણ માગે વર આ વાર.'

માછલી પાસે આવી ને કહે, ' બોલ, શું જોઇએ છે ? '

'મારી બૈરી કહે છે, 'કંઈ માગ્યા વિના માછલીને શું કામ જવા દીધી?, એને ખાડામાં રહેવું ગમતું નથી, એટલે ઝુંપડી માગે છે.'

'ઠીક, જા. ખાડની ઝુંપડી થશે.'



ઘેર જઇને માછી જૂએ તો સારી એવી ઝુંપડી. ઝુંપડીને ફરતો નાનો વાડો. વાડામાં થોડાં ફૂલઝાડ ને થોડી શાકતરકારી. થોડાં મરઘાં ને થોડાં બકરાં.

માછણ કહે, 'હાશ. હવે નિરાંત થઈ.'

ચારપાંચ દિવસ તો ઠીકઠાક ચાલ્યું. પછી માછણ કહે, 'આ ઝુંપડી તો બહુ નાની છે. એમાં પૂરી જગાય નથી. મોટો બંગલો હોય તો ઠીક. માટે તમે માછલી પાસે જાઓ, ને કહો કે બંગલો જોઇએ છે.'

માછી કહે, 'હું તો નહિ જાઉં. વખતે એ રાક્ષસ હોય તો આટલું છે તેય જતું રહે.'

માછણ કહે, 'એ નહિ ચાલે. જાઓ છો કે નહિ?'
આખરે માછી બબડતો બબડતો ગયો.

દરિયે જઈને કહે,



'ઓ દરિયાના રાજકુમાર,
માછણ માગે વર આ વાર.'

માછલી આવીને કહે, 'બોલ, શું જોઇએ છે ?

માછી કહે, 'મારી બૈરીને બંગલો જોઇએ છે.

'ઠીક, જા. ઝુંપડીનો બંગલો થઈ જશે.'

ઘેર જઇને માછી જૂએ તો મોટો એવો બંગલો. બંગલાને ફરતો મોટો બગીચો. બગીચામાં હોજ ને ફુવારા. આંબાની ડાળે કોયલ કૂજે, ને સરોવરની પાળે મોર ટહૂકે. વડલાની ડાળે માછણ સરખી સાહેલીઓ સાથે હીંચકે હીંચે.

માછણ કહે, 'હાશ. હવે નિરાંત થઈ.'
ચાર પાંચ દિવસ તો રંગરાગમાં ગયા.

પછી માછણ કહે, 'આ કેટલીબધી ઉપાધિ! આના કરતાં તો રાજા થવું સારૂં. માટે તમે માછલી પાસે જાઓ ને કહો કે રાજ જોઇએ છે.'

માછી કહે, 'ગાંડી, આપણે તે શું કમીના છે? એક કહેતાં એકવીસ ને હાં કહેતાં હજાર ખડા થાય છે. પાણી માગતાં દૂધ મળે છે. હું તો નથી જવાનો.'

માછણ કહે, 'એ નહિ ચાલે. જાઓ છો કે નહિ?'

આખરે માછી બીતો બીતો ચાલ્યો.

દરિયે જઇને કહે,

'ઓ દરિયાના રાજકુમાર,
માછણ માગે વર આ વાર.'

માછલી આવી ને કહે, 'બોલ, શું જોઇએ છે?'

'મારી બૈરીને રાજ જોઇએ છે.'

'ઠીક, જા. રાજ મળશે.'

ઘેર જઇને માછી જુએ તો સોનાનો મહેલ. દરવાજે ચોઘડીઆં વાગે. બ્રાહ્મણો સ્વસ્તિવાચન બોલે. બંદીજન ગાન કરે. રાજામહારાજા મુલાકાતે આવે.

મહેલમાં જઇને જૂએ તો સિંહાસન ઉપર માછણ.

છત્ર ચામર ઢળી રહ્યાં છે. એક પાસે રાજ્યસેવકો, બીજે પાસે નગરજનો બેસી ગયા છે.

માછીને જોઇને પ્રતિહારીઓ 'ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાની જય' પોકારવા લાગ્યા. માછી માછણને જમણે પડખે જઇને બેઠો.

માછણ કાનમાં કહે, 'હાશ, હવે નિરાંત થઈ.'

ચાર પાંચ દિવસ ગાનતાન ને ખાનપાનમાં ગયા.

પાછી માછણ કહે, 'આ શી રાજકાજની ખટપટ! આના કરતાં તો દેવ થવું સારૂં. કશી ચિંતા જ નહિ. માટે તમે માછલી પાસે જાઓ, ને કહો કે દેવ થવું છે.'

માછી કહે, 'ફટ ભૂંડી! કયા જનમનાં પુન્યે આ પામ્યાં, તોય સંતોષ નથી થતો?'

માછણ કહે, 'એ નહિ ચાલે. જાઓ છો કે નહિ?'

માછી તો ધૂંવાફૂંવા થતો ચાલ્યો.

રસ્તે કાગડા બોલવા લાગ્યા. વાદળ ઘેરાયાં ને સૂરજ ઢંકાયો. આકાશમાં ગડગડાટ ને કડકડાટ થવા લાગ્યા. દરિયામાં ઘોડા જેવડાં જેવડાં મોજાં ઉછળવા લાગ્યાં.

દરિયે જઇને માછી કહે,

‘ ઓ દરિયાના રાજકુમાર,
માછણ માગે વર આ વાર.’

માછલી આવી ને કહે, ‘બોલ, શું જોઇએ છે ? ’

માછી કહે, ‘ મારી બૈરીને દેવ થવું છે. ’

‘ ઠીક. જાઓ પાછાં ખાડમાં. ’

હજીયે એ માછીમાછણ નિસાસા નાખતાં ખાડામાં રહે છે ને પેલી માછલી પકડવા રોજ દરિયામાં જાળ નાખે છે.

૭

# છેલણુ બીબિયાં

એક હતા મિયાં.

એમને એક બીબી. બીબીનું નામ છેલણુ બીબિયાં.

મિયાં તો બે ચાર બકરી રાખે, આઠ દશ મરઘડાં રાખે. સવાર થાય, ને મિયાં બકરાં ને મરઘડાંને લઈ નીકળી પડે. ફળીએ લઇ જાય ને શેરીએ લઈ જાય, ખેતરે લઈ જાય ને પાદરે લઈ જાય. બકરી બેંબેં કરે ને ચારો ચરે. મરઘાં કુક કુક કરે ને દાણા ચણે. બકરીને પાલો ભાવે ને મરઘાંને ખીચડી ભાવે. સાંજ પડે એટલે મિયાં બધાંયને લઈ ઘેર આવે.

પણ છેલણુ બીબિયાં ભારે. એ તો સવારે ઉઠીને બે ચાર રોટલા ટીપે કે ચપટી ખીચડી રાંધે. પછી

નિરાંતે સૂઈ જાય. કંઈ કામેય ના કરે ને કાજેય ના કરે. સારો દી ઘોરે.

રાત પડે ને મિયાં વિચાર કરે, 'આ બીબી કંઇ કામ કરતી નથી ને સારો દી ઘોરે છે. મારી બડી બીબી તો સુતર કાંતી કાંતીને ઢગલા કરતી.'

એક દિવસ મિયાં છેલણ બીબીને કહે:

'છેલણ બીબિયાં
છેલણ બીબિયાં
સારો દી ઘોરતી
બડી બીબી કાંતતી
તુમ બી કાં ન કાંતો?'

છેલણ બીબિયાં તો જાણે કાંતતું હોય તેમ કહે, 'મિયાં, મિયાં, ચરખો લાવોને.'

મિયાંની પાસે તો ખોટી પાઈએ ન હતી, તો ચરખો ક્યાંથી ખરીદે?

એમણે બારણાનાં કમાડ ઉતાર્યાં ને એનો ચરખો બનાવ્યો.

પછી મિયાં છેલણ બીબિયાંને કહે:

'છેલણ બીબિયાં
છેલણ બીબિયાં

સારો દી ઘોરતી
બડી બીબી કાંતતી
તુમ બી કાં ન કાંતો?'

છેલણુ બીબિયાં તો જાણે કાંતવું હોય એમ કહે, 'પણ મિયાં, તરાક લાવી દો ત્યારે ને.'

મિયાં તો પાછા વિચારમાં પડ્યા કે તરાક ક્યાંથી લાવવી ? એમની પાસે તો ફૂટી બદામે ન હતી.

ત્યાં તો મિયાંને વિચાર આવ્યો કે લાવને પેલી કટારની તરાક બનાવું.

મિયાં તો કટાર ઘસવા લાગ્યા. એને ખૂબ ઘસીને મિયાંએ રૂપાળી ને પાતળી બનાવી દીધી. મિયાં કહે:

' છેલણુ બીબિયાં
છેલણુ બીબિયાં
સારો દી ઘોરતી
બડી બીબી કાંતતી
તુમ બી કાં ન કાંતો ?'

બીબિયાં તો જાણે પહેલાની માફક કાંતવું જ હોય તેમ કહે, ' પણ મિયાં પુણીઓ લાવોને. કાંતવાની મારી ક્યાં ના છે ? '

હવે તો મિયાં ખૂબ મૂંઝાયા. કોઈ પૈસા વિના પુણી તો આપે નહિ.

ત્યાં મિયાંનો હાથ વિચારમાં ને વિચારમાં એમની દાઢી ઉપર પડ્યો. સારી હાથેક લાંબી દાઢી ભાળીને મિયાં બોલી ઉઠયા, ' લાવને આ લાંબી દાઢી જ બોડાવી પુણીઓ બનાવી દઉં.'

મિયાંએ એમની લાંબી લાંબી દાઢી બોડાવી નાખી ને મજાની પુણીઓ બનાવી. પછી મિયાં કહેઃ

' છેલણ બીબિયાં
છેલણ બીબિયાં
સારો દી ઘોરતી
બડી બીબી કાંતતી
તુમ બી કાં ન કાંતો ?'

છેલણ બીબિયાં તો ખૂબ પાકી. એને જરાય કાંતવું નહિ એટલે એકદમ ભારેખમ થઈ ગઈ. ગરીબ ગાય જેવું મોં કરી દીધું ને કમાડ ઉપર બે હાથ મૂકી જાણે ખૂબ દુઃખતું હોય એમ કહે, ' પણ મિયાં, મિયાં, મ્હારી કમ્મર ખૂબ દુઃખે છે. હું કાંતવા કેવી રીતે બેસું ?'

મિયાં હવે ખીજાયા.

રૂપાળાં બારણાં ભંગાવીને ચરખો બનાવ્યો. ચકચકતી કટાર ઘસીને તરાક બનાવી. સુંવાળી સુંવાળી સારા જન્મારાની ઉગેલી ડાઢી બોડાવીને પુણીઓ બનાવી. તોય છેલણ બીબિયાં તો કાંતે જ નહિ.

પછી મિયાંએ એક ધોકો લીધો ને છેલણ બીબિયાંની કમ્મરમાં બે ચાર ધોકા લગાવી દીધા.



૮

# મેનાનું સસલું

એક હતો ભરવાડ. એનું નામ અરજણ.

એને એક દીકરી. નાની ને રમતિયાળ. એનું નામ મેના.

રોજ સવાર થાય ને મેના ઉઠે. 'આપા—આપા' કરતી બાપા પાસે જાય. આપાને મોટી ડાંગ ને ફાળીઉં લાવી દે.

આપા માથે ફાળીઉં બાંધે ને ખભે ડાંગ મૂકે. હાથમાં હોકો લે ને બોકડાં છોડી હાલી નીકળે.

મેના પણ આપાની પાછળ રમતી રમતી જાય.

બોકડાં કૂદતાં ને નાચતાં લીલું લીલું કૂણું કૂણું ઘાસ ચરે.

શીમમાં એક તલાવડી. તલાવડીને કાંઠે રૂડાં આંબાનાં ઝાડ.

ઝાડ નીચે આપો બેસે, મોરલી વગાડે કે દુહા લલકારે. મેના બોકડાં સાથે નાચે ને કૂદે.

:

માથે સૂરજ આવે ત્યારે આપો ને મેના ભાથું ખાય, ને તલાવડીનાં મીઠાં ઠંડાં પાણી પી આડાં થાય.

દી આથમ્યે આપો બોકડાંને ઘર ભણી પાછાં વાળે.

એક દી મેનાએ રમતાં રમતાં ઝાડનાં ઝુંડમાં સસલાનું બચ્ચું જોયું. ધીમે ધીમે હળવે હળવે પગલે મેના એની પાસે ગઈ. હાથમાં લઈને બચી કરી. એની સુંવાળી નાજુક પીઠ પંપાળવા લાગી. એને નચાવ્યું ને કૂદાવ્યું, હસાડ્યું ને રમાડ્યું, ખવડાવ્યું ને પીવડાવ્યું.

પાછા વળતાં આપાએ એને ખાંધ ઉપર બેસાડીને ઘેર લીધું. મેના એનાથી ઘડીયે આઘી ના જાય. એક ભાણામાં એને જમાડી પોતાની પથારીમાં સૂવાડ્યું.

એમ કરતાં કરતાં મેના મોટી થઇ. આપાએ મેનાનો વિવાહ કર્યો. પછી મેનાને સાસરે મોકલવાની તૈયારી થઈ. વહેલ તૈયાર કરી, આપાએ મેનાને વહેલમાં બેસવાનું કહ્યું, પણ મેના સસલા વિના બેસે નહિ.

રકઝક કરતાં કરતાં મેનાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. આંસુ જોઈ અપશુકન થાય માની આપાએ મેનાને સસલું આપ્યું. શિખામણ દઇને વિદાય કરી.

વહેલમાં બેસી મેના સાસરે ગઇ. સાસુ–નણંદે ઓવારણાં લીધાં. મેના સસલાને બગલમાં રાખીને બધાંને પગે પડી. સાસુ ને મેના એક ભાણામાં જમવા બેઠાં. સસલાને જમાડયા વગર મેનાને ગળે કોળિયોય ન ઉતરે. જેમ તેમ કરી, ખાધું ન ખાધું કરી, મેના ઉઠી ગઇ.

મેના રોજ સવારમાં પાણી ભરવા જાય, ત્યારે લીલી લીલી ધ્રો ને કૂણું કૂણું ઘાસ લાવે, ને સસલાને પોતાને હાથે ખવડાવે. એને કદી એકલું બહાર જવા ન દે. એ જોઇ સાસુ ઘણી ચીડાય.

એક દી મેના પાણી ગઈ, ત્યારે સાસુએ સસલાને ભગાવી દીધું.

મેના ઘેર આવીને જુએ તો સસલું ન મળે. આમતેમ વાડામાં જોયું. પડોશમાં જોયું. ન મળ્યું એટલે ખોળવા લાગી. ખોળતાં ખોળતાં ગામને પાદર પહોંચી.

અહાલેક જગાવતા એક બાવાને પૂછયું, 'બાવાજી, મારૂં સસલું જોયું ?'

'હા, એ જાય' કહી બાવાજીએ રસ્તા ભણી આંગળી ચીંધી.

મેનાએ દોડીને સસલાને પકડી પાડયું. એને બે હાથમાં ઉંચકી લઇને છાતી સરસું ચાંપી ઉપરા ઉપરી બચીઓ કરવા લાગી.

મેના સસલાને રમાડતી રમાડતી ઘેર ગઈ. સસલાને ખવડાવ્યું, પીવડાવ્યું ને પોતાની પથારીમાં સૂવાડયું.

આ બધું સાસુને ન ગમ્યું. સાસુએ મેનાને ઘણું ઘણું સમજાવી, પણ મેનાનું મન માને નહિ. આખરે સાસુએ કંટાળીને વાત પડતી મૂકી ને મેનાને દૂર કરવાનો ઈલાજ શોધવા માંડયો.

અંધારી રાત હતી. મધરાત વહી જતી હતી. બધાં થાકયાં પાકયાં મીઠી નીંદને ખોળે પડયાં હતાં. પશુ પક્ષી પણ જંપી ગયાં હતાં.

મેના ને સસલું અરસપરસ ગળે હાથ નાખી નિરાંતે ઉંઘતાં હતાં.

સમય જોઈ સાસુએ વહેલ જોડાવી. ધીમેથી મેના ને સસલાને બેયને ઉપડાવીને વહેલમાં સૂવાડયાં. વહેલને દૂર દૂર હાંકી મૂકી. ઝાડીમાં એક ઝાડ નીચે બેયને સૂવાડી, ગાડીવાન પાછો ચાલ્યો ગયો.

સવાર પડી. મેના જાગી. જૂએ તો ચારે બાજુ ઝાડી. નહિ પશુ કે પંખી. મેનાએ સસલા સામે જોયું. સસલું તો રમે છે ને કૂદે છે, ઘોમાં આળોટે છે ને મેનાનો ખોળો ખૂંદે છે.

સસલાને લઈ મેના આગળ ચાલી. ચાલતાં ચાલતાં તળાવડી આવી. તળાવડીને ચારે કાંઠે આંબાનાં ઝાડ. પહેલી શાખ લઈને પોતે ખાધી ને સસલાને ખવડાવી. પાણી પીધું ને પાયું. પછી ઝાડને છાંયે બેય જણાં સૂઈ ગયાં.

આમ સવાર સાંજ બે જણાં ચાલે. બપોર–રાત આરામ કરે. એમ થોડા દી ચાલ્યા ગયા.

એક દી બપોરે મેના ઉંઘે છે. સસલું આમ તેમ ચરે છે. એટલામાં સનનન કરતું એક તીર આવ્યું. સસલું ફડક દઈને ખસી ગયું.

એટલામાં તો બીજું આવ્યું ને મેનાના પગ આગળ પડ્યું. મેના ઝબકીને બેઠી થઈ ગઈ.

ત્યાં તો ત્રીજું આવ્યું. મેના તો સસલાને બાથમાં લઈને ઝાડને ઓથે બેઠી.

ત્યાં તો ચોથું આવ્યું ને સસલાની કૂખમાંથી આરપાર નીકળી ગયું. લોહીની ધાર છૂટી.

સસલું બેભાન થઇને પડયું.

મેનાએ ચરડ દઇને સાલ્લાનો છેડો ફાડયો ને લોહી બંધ કરવા પ્રયત્ન કર્યો. પણ બંધ જ ન થાય. લોહી એક હાથે બંધ કરે, બીજે હાથે એને પંપાળે, વળી પાલવ વતી વા નાખે. કેમે કર્યું લોહી બંધ ન થાય.

મેનાએ સસલાને ખોળામાં લીધું. સસલું એકી ટસે મેના સામે જોઇ રહ્યું. મેના એની સામે જોઈ રહી. બેયની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં ને રડી પડયાં.

લોહી ઓછું થતું ગયું. સાથે સાથે સસલાનો શ્વાસે ઓછો થતો ગયો. એના પગ હાલતા બંધ થયા. આંખો ફાટી ગઇ.

'હાય' કહીને મેના ભોંય ઉપર ઢળી પડી. થોડી વારે મોમાંથી લોહીનો કોગળો નીકળી પડયો ને હંસલો ઉડી ગયો.



૯

# પુષ્પસેન

એક પુષ્પસેન રાજા હતા. પુષ્પાવતી રાણી હતાં.

રાણી બેજીવાળાં હતાં.

રાજાએ કહ્યું, 'તમારી ઈચ્છા હોય તે મને કહો.'

ત્યારે રાણી કહેવા મંડી, 'મારે બધું છે. કશી ખોટ નથી. પણ એક મનકામના એવી છે કે લોહીની નદીમાં નહાઉં.'

રાજા તો અચરજ પામ્યા કે આ ઇચ્છા શી રીતે પૂરી થાય!

પણ રાણીના બોલે બંધાઇ ગયા. એ તો દીલગીર ચહેરે બેઠા છે.

એવામાં પ્રધાન આવ્યા. પ્રધાન મહા ચતુર ને બુદ્ધિશાળી છે. ' રાજાજી, આજ કેમ ઉદાસ દેખાઓ છો ? '

ત્યારે કહે, ' હું તો સ્ત્રીના બોલે બંધાઇ ગયો. રાણીને તો લોહીના કુંડમાં નહાવાની વૃત્તિ છે. હવે આપણે શું કરવું ? કેટલી હિંસા કરીએ, કેટલાં પશુ મારીએ તો લોહીને કુંડ ભરાય. '

' તમે કશી ફીકર ના કરશો. તળાવ ખોદાવો. ચારે બાજુ આરા બંધાવો. '

તળાવ ખોદાવીને ચારે બાજુ આરા બંધાવ્યા. રમણિક ને સુશોભિત કરાવ્યું. અંદર પાણી આવ્યાં. પ્રધાને લાવતેકને મહીં પોથી નાખી દીધી. પાણી તો લાલાશ પડતાં થઇ ગયાં.

પછી રાણીને આજ્ઞા કરી, ' તમે તમારી સાહેલીઓને લઈને નહાવા જાઓ. '

સરખી સાહેલીઓ સાથે રાણી નહાવા પડી છે. ચોટલા છૂટા છે, ને પાણીમાં તરે છે. આકાશમાર્ગે ગરૂડજી જતા હશે, એમણે સરપ જાણીને રાણીનો ચોટલો પકડયો. એ તો પછી કોઈ પર્વત ઉપર રાણીને મૂકી દઈને ચાલતા થયા.

રાણી તો મહા રૂદન કરે છે, અહીં રાજાની નગરી શોકભરી છે, ને હાહાકાર થઈ રહ્યો છે.

પર્વત પાછળ એક ઋષિની મઢી હતી. એમના શિષ્યો બધા ફરવા નીકળ્યા હતા. શિષ્યોએ પેલી અબળા દેખી. શિષ્યોએ લુગડું નાખ્યું ને આડે મોંએ પોતાના ગુરૂને કહેવા ગયાઃ

' અહીં એક અબળા રડે છે. આજ્ઞા હોય તો મઢુલીમાં લાવીએ. '

'હા, તેડી લાવોને. બેન સમાન સર્વે એની આજ્ઞા પાળજો.'

શિષ્યો તો રાણીને મઢુલીમાં તેડી લાવ્યા. બેનની પેઠે વર્તે છે. ત્યાં દશ માસે કુંવરનો જન્મ થયો.

છોકરો તો મોટો થયો.

એક દિવસ છોકરો રમવા ગયો હતો. ત્યાં એક વાદી હતો, તે મણિધર સાપને પકડતો હતો. માથે મોટો મણિ છે.

ત્યારે એણે કહેવા માંડયું, ' ભાઈ, આ પ્રાણીને પકડીને તમે શું કરશો ? '

‘ એનાથી મારૂં ગુજરાન ચાલશે. આ કાચ માથેથી કાઢી નાખશું. બે ઝેરી દાંત ખેંચી લઇશું. ’

‘ ભાઇ, એને છૂટો કરે તો મારા હાથનું હીરા-જડિત કંકણ આપું. ’

વાદીને કુંવરે કંકણ કાઢી આપ્યું. વાદી તો લઇને ચાલ્યો ગયો.

પેલા સાપને વાચા થઇ, ‘ રાજકુમાર, તેં મને જીવતદાન આપ્યું છે, માટે કરીને હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હું તને બે દોરી આપું છું. એક ખેંચીશ તો હું તારા આગળ હાજર થઈશ. બીજી ખેંચીશ તો તારૂં સંકટ નિવારણ થશે. તું જ્યાં જઈશ ત્યાં જય મેળવીશ. મારા માથાનો મણિ તું લઇ લે. આ મણિની તું નિત્ય પૂજા કરજે. તારા ઘરમાં અખૂટ લક્ષ્મી રહેશે.’

સરપ સરપને ઠેકાણે ગયો. છોકરો માતાને ઘેર ગયો. માએ પૂછવા માંડયું. કુંવરે બધું કહેવા માંડયું.

‘ મા, વનમાં આવું થયું હતું. મેં સરપને છોડાવ્યો. બદલામાં વાદીને કંકણ આપી દીધું. નાગે મને મણિ આપ્યો. આ બે દોરીઓ આપી, તેને તમે જતનથી જાળવી રાખો. ’

પેલો વાદી કંકણ લઇ નગરમાં વેચવા ગયો. ત્યાં કોઇથી એનું મૂલ અપાતું નથી.

એણે વિચાર કર્યો, ' લાવને, રાજદરબારમાં જઉં, ને રાજાજીને આપું. રાજાજી પોશ ભરીને મહોર આપશે.'

રાજાને ત્યાં જઇ વાદી ઉભો રહ્યો. રાજાજી તો કંકણ લઇ છાતી સરસું ચાંપી રૂદન કરવા લાગ્યા.

' આ કંકણ મારી રાણીનું. તારે હાથ ક્યાંથી ? કહે, તું ક્યાંથી લાવ્યો ? તને કોણે આપ્યું ? '

' હું વનમાં નાગ પકડતોતો, ત્યાં એક રાજકુંવરે નાગ છોડાવી મને કંકણ આપ્યું. સાચું કહું છું, મહારાજ. '

' મને બતાવીશ ? '

' હાજી. ચાલો. '

વાદી જોડે રાજા જાય છે. સાથે લાવલશ્કર ને ડંકા નિશાન ચાલે છે. એ સ્થળે રાજકુંવર ફરી રમવાં આવ્યો.

કુંવરને જોઇને રાજા અજબ થઇ ગયો. ઈશ્વરની માયાથી એનું હૈયું ભરાઇ આવ્યું. રાજાએ કુંવરને પૂછી જોયું, ' ભાઇ, તું ક્યાં રહે છે ? આવા જંગલમાં કેમ ફરે છે ? '

'મારી મા ઋષિની મઢુલીમાં છે. મારો જન્મ વનમાં છે. મારા પિતાને હું ઓળખતો નથી. મારી મા લોહીના કુંડામાં નહાતીતી, ત્યાંથી ગરૂડ પંખી ઉંચકી લાવ્યો, તે અહીં મૂકીને ચાલ્યો ગયો. ત્યારથી એ આ મુનિના આશ્રમમાં રહે છે. તમે ત્યાં ચાલો.'

રાજાજી તો ત્યાં ગયા. મા દીકરો ને બાપ બધાં ભેગાં થયાં. વાદીને શરપાવ આપ્યો. ઋષિ મુનિ સર્વેને સંતોષ પમાડયો. પછી બધાં ઘેર આવ્યાં. આનંદ કરીને રાજ ભોગવ્યાં.

૧૦

# ડાહ્યી દાસી

એક દાસી હતી.

તે દરબારમાં નોકરી કરે ને પેટ ભરે. એની બરદાસમાં ચાર બાળક હતાંઃ ત્રણ કુંવર ને એક કુંવરી. એમને દાસી નવરાવે ધોવરાવે, રમાડે જમાડે, ને હેરવે ફેરવે.

રાજા રાણીએ જાત્રા જવાનો વિચાર કર્યો. પણ ફૂલ જેવાં બાળકોને મૂકીને કંઇ જવાય ?

પેલી દાસી કહે, 'મને સોંપીને જાઓ. તમારે જરાએ ફીકર ચિંતા નહિ.'

રાણી કહે, ' એ તો ઠીક, પણ બધાંય બાળકોને સરખી રીતે સાચવજે. આ બાળકોમાં એક તો અનાથ છે, પણ કોઇ જાણતું નથી.'

રાજા રાણી જાત્રાએ ગયાં. દાસી મનમાં વિચાર કરે, ' લાવને અનાથ બાળકને શોધીને મારી નાખું. એને મા નથી, બાપ નથી. એને તે વળી રાજકુંવરોમાં રહેવાનું હોય ? રાણીજી તો એને મરેલો જાણીને રાજી થશે.'

બાળકો તો રાતે છત્રપલંગમાં ધસધસાટ ઊંઘે છે. દાસી ધીરે પગલે આવે છે. હાથમાં એક સોય છે. દરેકને સોય ઘોચે છે ને લોહી કાઢે છે. એના મનમાં કે 'અનાથ બાળકનું લોહી કાળુંમેશ હશે ને રાજ-બાળકનું લોહી તો લાલચોળ હોય ને ?'

પણ બધાંય બાળકોનાં લોહી રાતાં ચટક નીકળ્યાં.

એક દિવસ દાસી બાળકોને ફરવા લઈ જાય છે. દાસી વિચાર કરે છે, ' રાજબાળક તો દોડીને આગળ જતાં રહે ને અનાથ તો ચાલી જ ન શકે. '

બાળકોને દોડવાની રમત રમાડી. સામા લીમડાના ઝાડે અડે તે ખરો.

પણ બધાંય બાળકો સાથે પહોંચ્યાં.

દાસી કહે, ' લાવને હવે તીજોરી ઉઘાડીને જોઉં કે એમની બાધાના વાળ ઉપરથી ઓળખાય છે. '

દાસીએ તો મોટી એવી સોનાની કુંચી લીધી. મોટી એવી તીજોરી ઉઘાડી, ને વાળની ચાર લટો કાઢી. ત્રણ લટ સોનેરી વાળની, એક લટ જાડા કાળા વાળની. દરેકના ઉપર એક ચિટ્ઠી બાંધેલી. પેલી કાળી જાડી લટ ઉપર નામ હતું ' રામસિંહ. '

દાસીએ નક્કી કર્યું કે ' આ રામસિંહ જ રાણી-નો બાળક નથી પણ અનાથ છે. લાવને એનું કાસળ કાઢું ને શરપાવ લઉં.'

દાસી તો પછી ગાંધીડાને હાટ ગઇ. અધશેરેક અમલિયાં તોળાવ્યાં, પાશેર ભાર સોમલ તોળાવ્યો. સોનાની વાડકીમાં ટીપું પાણી લઇ અમલિયાં ઘોળ્યાં.

દાસીએ તો સોનાના વાડકામાં ગવરી ગાયનાં દૂધ ભર્યાં. ભગરી ભેંશનાં દૂધ ભર્યાં. બેંબેં કરતી બકરીનાંય દૂધ ભર્યાં. એમાં પેલાં ઘોળેલાં અમલિયાં રેડયાં.

દાસી તો રામસિંહને બોલાવે, 'રામસિંહ કુમાર, પધારો, તમને દૂધના વાટકા આપું.'

રામસિંહે તો દૂધનો વાટકો હાથમાં લીધો. અને ઘુંટડોય ભર્યો નથી, ત્યાં તો અમલિયાંની વાસે રામસિંહનાં નાક ફૂંધાઇ ગયાં. એ તો ઘડીકમાં બેભાન થઇને ધરતી ઉપર ઢળી પડયો.

દાસીએ ધાર્યું, 'હાશ, હવે ઠીક થયું. રાજા રાણી આવશે ને મને શાલ આપશે, દુશાલા આપશે; ગામ આપશે, ગરાસ આપશે; મારાં પરિયાંનાં પરિયાં ખાશે, પીશે, ને મોજ કરશે.'

સૂરજબાપા આથમવા લાગ્યા. રાજા રાણી ગામને પાદર જાત્રા કરીને પાછાં આવ્યાં છે.

ગામ લોક બધું સામૈયું લઈને સામે તેડવા જાય છે. પેલી દાસીયે જાય છે. સાથે પેલાં બાકીનાં ત્રણ બાળકો છે. નગારાં ડમડમ વાગી રહ્યાં છે. તાસાં તડતડ ફૂટી રહ્યાં છે. પીપુડી પીપી કરી રહી છે.

રાજારાણીને ગામલોક ભેટે છે. એક બીજાને કુશળ પૂછે છે. પેલી દાસી ને બાળકો મળે છે. ત્યાં તો રાજા પૂછે, 'પાટવી કુંવર રામસિંહ ક્યાં ?'

રાણી પૂછે, 'મારો મોટો દીકરો ક્યાં ?'

દાસી તો હસતી હસતી કહે, 'એ તો આજે સવારે જ મરી ગયા.'

રાજારાણી તો રોવા લાગ્યાં, ધ્રૂસકેધ્રૂસકે રોવા લાગ્યાં. ત્યાં તો નગારાંના ડમડમ ડુલી ગયા. તાસાંના ટમટમ શમી ગયા. પીપુડી તો વાગી જ નહિ. ગામલોક તો વિમાસણમાં પડયું: 'રાજાના લાખેણા કુંવર દેવ થયા. રાજાને માથે વિધાતાનો આડો આંક ફરી વળ્યો.'

પછી રડતાં કકળતાં સૌ રાજદરબારમાં આવ્યાં.

રાજા કહે, 'પણ કુંવર દેવ શી રીતે થયો? જેનો વાંક હોય તેને ફાંસીને લાકડે લટકાવો. એની તપાસ કરો.'

દાસી તો રાજારાણીને પગે પડીને કહે, 'રામસિંહ તો અનાથ બાળક હતો. એને મા નથી, બાપ નથી. એને તે રાજમહેલમાં રાજબાળકો સાથે રહેવાનું હોય? એને તો અમલિયાં ઘોળીને પાયાં છે, માટે હવે શોક કરવો મૂકી દો.'

રાજા તો રોષે ભરાયો, ને આગળ વધ્યો: 'અનાથબાળા તો આ રહી. એના સોનેરી વાળ જો. એનાં તો રામસિંહ કુંવર સાથે આવતે વરસે લગન થવાનાં હતાં.'

ખોટ દાસી હવે સમજી ને રોવા લાગી. માથાના વાળ ચૂંથવા લાગી. ધુંટણીયે પડવા લાગી. પણ રાજારાણી મનાય ? એમનો તો સવાલાખનો દૂધમલ કુંવર ગયો છે ને.

ત્યાં તો સામેથી રામસિંહ કુંવર દોડી આવ્યો. હવે એની મૂર્છા ઉતરી હતી. 'બાપુ, બાપુ' કરતો રામસિંહ રાજારાણીની કોટે વળગી પડયો. રાજારાણી-એ કેટલીએ બચ્ચીઓ કરી. રામસિંહે માંડીને બધી વાત કહી.

પેલી દાસીનાં નાકકાન કાપી એનું માથું મુંડાવી, ઉપર ચૂનો ચોપડાવી, અવળે ગધેડે બેસાડીને એને દેશપાર કરી.

પેલી અનાથબાળા ને રામસિંહનાં ધામધુમથી લગ્ન કર્યાં.

૧૧

# વામનજી

એક હતી ડોશી. આખો દિવસ રેંટિયો કાંતે ને પેટનું પૂરું કરે.

એને એક દીકરી. એને સૂતરનો ધાગોય કાઢતાંય ન આવડે.

એક દિવસ રાજા શિકારે નીકળ્યો હતો, તે ત્યાં થઇને જતો હતો. એણે ઝુંપડું જોયું ને પાણી પીવા આવ્યો. પાણી પીતાં પીતાં રૂપાળીને જોઈને મોહી પડયો. એટલે પૂછે, 'ડોશીમા, તમારી દીકરી કુંવારી કે પરણેલી ?'

'કુંવારી.'

'તો મને પરણાવો.'

'ના રે ભાઈ, એને તો રાજા વેરે પરણાવશું.'

'પણ રૂપ તો છે નહિ.'

'ભલેને. એ તો ઘાસમાંથી સોનું કાંતે છે.'

'એમ ? તો તો એને મારી સાથે પરણાવો. હું એને મારી પટરાણી બનાવીશ.'

એટલામાં રાજાનું લાવલશ્કર આવી પહોંચ્યું. પ્રધાનજી ને સેનાપતિ નમન કરીને ઉભા રહ્યા.

રૂપાળીને ઘોડે બેસાડીને મહેલમાં લઈ ગયા. ઓરડામાં ઉતારા આપ્યા. ઘાસનો ઢગલો કરાવ્યો. પાસે રેંટિયો મૂકાવ્યો.

'હવે સોનું કાંતો. કાલ સવાર સુધીમાં કંતાઇ જાય. નહિ તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ.'

ભડાભડ બારણાં વસાઈ ગયાં. ખંભાતી તાળાં દેવાઇ ગયાં. નીચે પહેરા ગોઠવાઇ ગયા.

રૂપાળી તો મૂંઝાઇ ગઇ. શું કરે ? એને કે દી કાંતતાં આવડતુંતું ? એની માએ તો ખાંડ ખાધી હતી. વિચાર કરે, કરે, પણ રસ્તો ન સૂઝે. થાકીને એ તો રોવા માંડી.

સાંજ પડી. અંધારૂં થયું ને બારણાં ઉઘડયાં. જૂએ તો બારણામાં એક ઠીંગુજી ઉભેલો.

'કેમ રૂપાળી, શું કામ રૂએ છે?'

'તો બીજું શું કરૂં? આ ઘાસમાંથી સોનું કાંતવાનું છે, ને મને તો રેંટીયાનો હાથો ફેરવતાંય આવડતો નથી.'

'હું કાંતી આપું, તો મને શું આપીશ?'

'આ મારો રેશમી રૂમાલ.'

રેશમી રૂમાલ ગળે બાંધ્યો ને ઠીંગુજી કાંતવા બેઠો. રેંટિયો ઘર ઘર ફરવા લાગ્યો. કોકડે કોકડાં ઉતરવા લાગ્યાં. રૂપાળી ઊંઘી ગઇ. સવાર થઇ ત્યાં ઢગલો પૂરો થયો. સોનાના તારનાં કોકડાં સૂરજના તેજમાં ચળક ચળક થતાં હતાં.

ઘડી બે ઘડી થઈ ને રાજા આવ્યો. સોનાનાં કોકડાં જોઈ ને ખુશખુશ થઈ ગયો. એને વધારે લોભ લાગ્યો.

રૂપાળીને નવા મહેલમાં ઉતારા આપ્યા. ઘાસના મોટા ઢગલા કરાવ્યા. પાસે રેંટિયો મૂકાવ્યો.

'આ ઢગલા કાંતી નાખ. સવાર પડે પૂરા થાય નહિ તો પંચઈટાળી કરાવીશું.'

ભડોભડ બારણાં વસાઈ ગયાં. ખંભાતી તાળાં દેવાઈ ગયાં. દરવાજે પહેરા ગોઠવાઈ ગયા.

રૂપાળી ગભરાઇ. ‘ કાલે તો પેલો ઠીંગુજી આવ્યો હતો. આજે કોણ કાંતશે ? ’

એ તો નશીબને ગાળો દેવા લાગી. પણ એમ કંઇ કંતાઇ જાય ? થાકીને એ તો રોવા મંડી.

સાંજ પડી. અંધારૂં થયું ને બારણાં ઉઘડ્યાં. જૂએ તો એજ ઠીંગુજી.

‘ કેમ રૂપાળી, આજે વળી કાં રૂએ છે ? ’

‘ કાલની પેઠેસ્તો. આજેય કાંતવાનું છે.’

‘ બોલ, હું કાંતી દઉં તો શું આપીશ ? ’

‘ આ મારી સોનાની વીંટી. ’

વીંટી આંગળીએ પહેરીને ઠીંગુજી કાંતવા બેઠો. રેંટિયો ધીરેધીરે ફરવા લાગ્યો. કોકડાં ઉતરવા માંડ્યાં. રૂપાળી ઊંઘમાં પડી. સવાર થઈ ત્યાં તો ઢગલા કંતાઈ ગયા. કોકડાંનો ઢગ જામ્યો હતો. જાણે સોનાનો ડુંગર.

લોભને કંઇ થોભ છે !

રૂપાળીને વળી મોટા મહેલમાં ઉતારો આપ્યો. ઘાસના મોટામોટા ઢગલા કરાવ્યા. ઉપર છતે અડયા. પાસે રેંટિયો મૂકાવ્યો.

'આજે છેલ્લી કસોટી છે. સવાર પહેલાં કંતાઈ જશે, તો કાલે ઘડિયાં લગન લઈશ. નહિ તો ફાંસીને માંચડે ચઢાવીશ.'

ભડોભડ બારણાં દેવાઇ ગયાં. ખંભાતી તાળાં મરાઇ ગયાં. ફરતા ચોકી પહેરા ગોઠવાઈ ગયા.

રૂપાળી બોર બોર આંસુએ રોવા લાગી. માને ગાળો દેવા લાગી. નશીબને ફીટકાર આપવા લાગી. ભગવાનને પ્રાર્થના કરવા લાગી. ઠીંગુજીની રાહ જોવા લાગી.

સાંજ પડી. અંધારૂં થયું, ને બારણાં ઉઘડયાં. જૂએ તો ઠીંગુજી !

રૂપાળી દોડતીકને એને પગે બાઝી પડી.

'માગ, માગ, માગે તે આપું. પણ આટલું કાંતી દે. તારા વિના મારો કોણ બેલી ?'

ઠીંગુજીએ મોં મલકાવ્યું. આમતેમ જોવા માંડયું.

'પણ તું આપીશ શું ? નથી તારા ડીલ પર રેશમી લુગડાં. નથી વાલની વાળી. તું આપીશ શું ?'

'તું માગે તે.'

'એમ ?'

'હા, હા. માગ, માગ.'

'તો વચન આપ કે રાણી થાય તો પહેલા ખોળાનો કુંવર મને આપીશ.'

'ભલે.'

રૂપાળી મીઠી નીંદરમાં પડી. જાતજાતનાં સ્વપ્નો જોવા લાગી. રેંટિયો મીઠો મીઠો ફરવા લાગ્યો. કોકડે કોકડાં ઉતરવા લાગ્યાં. ઘાસના ડુંગર કંતાઈ ગયા.

સવાર પડી. દોડતો દોડતો રાજા આવ્યો.

'આ તે જાગું છું કે ઊંઘું છું? આ તે સાચું કે જૂઠું? આટલું બધું સોનું! પરિયાંનાં પરિયા ખાય તોય ખૂટવાનું નથી.'

રાજાએ જાણતલ જોશીને તેડાવ્યા. ઘડિયાં લગન લેવડાવ્યાં. રૂપાળી રાણી બની. એનો આનંદ માતો નથી. ડોશીને તેડાવીને મહેલમાં રાખી.

વરસ દિવસ થયો ને રાણીને કુંવર આવ્યો. જાણે સોળ કળાએ ચંદ્ર ઊગ્યો. સરોવરમાં કમળ ખીલ્યું. રાણી કુંવર સામું જુએ છે ને મરક મરક હસે છે.

ત્યાં તો પેલો ઠીંગુજી આવ્યો. એને જોઈને રાણી ચમકી ગઈ. હસવું ઉડી ગયું. મોં ફીકું પડી ગયું

શું બોલે ? આંખમાંથી ડળક ડળક આંસુ ગળે છે. હૈયે ડૂમો બાઝ્યો છે. બોલવા જાય છે, પણ બોલાતું નથી. હલાતું યે નથી ને ચલાતું યે નથી.

માંડ માંડ રાણી બોલી, ' વીરા, મને ફરી એકજ વાર મહેરબાની કર. તારો ગુણ નહિ ભૂલું. એ મારી આંખની કીકી છે. હૈયાનો હાર છે. કોટનું માદળિયું છે. રાંકનું રતન છે. નોધારાનો આધાર છે. શ્વાસ છે, પ્રાણ છે. એના વિના મારાથી શે જીવાશે ? વીરા, તારે પગે પડું છું. નાકલીટી તાણું છું. હાથ જોડું છું. મને માફ કર. '

' ભલે, એક શરતે. ત્રણ દિવસમાં તું મારૂં નામ શોધી શકે તો તારો કુંવર તને પાછો. '

રાણીના જીવમાં જીવ આવ્યો.

હવે એ ઠીંગુજીનું નામ શોધવા મહેનત કરવા લાગી. રાત ને દિવસ, સવાર ને સાંજ, ઘડી ને પળ, ખાતાં ને પીતાં, રમતાં ને જમતાં, હરતાં ને ફરતાં, કંઇ કંઇ નવાં નવાં નામ ગોઠવવા લાગી.

બીજે દિવસે સવાર થયું ને ઠીંગુજી આવ્યો.

' કેમ રાણી, મારૂં નામ જડયું કે ? '

' બટુકજી ? '

'ના, ના. ફરી કાલે આવીશ.'

દાસ ને દાસીઓ તેડાવ્યાં.

'નવાં નામ શોધી દો.'

તરેહ તરેહનાં નામ કહેવાવા માંડયાં. રાણી ગોખતી જાય છે ને વિચાર કરતી જાય છે.

ત્રીજે દિવસે સવાર થયું ને ઠીંગુજી આવ્યો.

'કેમ રાણી, શા ખબર છે?'

'તારૂં નામ વહેંતીઓ?'

'ના, ના. હવે કાલે છેલ્લો દિવસ છે.'

ઠીંગુજી હસતો કૂદતો ચાલ્યો ગયો. રૂપાળી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી.

ભાટ ને ચારણ તેડાવ્યા. જોશી ને બ્રાહ્મણ બોલાવ્યા.

'નવાં નવાં નામ શોધી દો.'

રાણી ખોળે છે ને તોળે છે.

એટલામાં દૂર દેશથી એક દૂત આવ્યો. તે કહે, 'રાણીજી, નવાઇની વાત જોઈ. અહીંથી બે ગાઉ દૂર જંગલમાં નાનું શું ઘર છે ને એમાં એક ઠીંગુજી રહે છે. હસે છે ને રમે છે, નાચે છે ને કૂદે છે, ને ગાય છે.

આજ ગઈ, કાલ ગઈ
રાણી નામ ભૂલી ગઈ
કેવી મજા કેવી મજા
કાલે લાવું રાણીનો બાળ
મારૂં નામ વામનજી લાલ.'

રાણીએ નામ ગોખી લીધું.

ચોથો દિવસ થયો ને સવારમાં ઠીંગુજી આવ્યો.

'કેમ રાણી, સિંહ કે શિયાળ ?'

'કોણ જાણે, શું ખબર ?'

'તો મારૂં નામ શું ?'

'હાં .... હાં .... પણ તારૂં નામ વામનજી તો નથી ને ?'

ઠીંગુજી વિચારમાં પડી ગયો.

'ત્રણ ત્રણ દિવસ ના જડયું ને આજે જડયું ! મારૂં નામ ! કોઈને ખબર નહિ ને રાણીને જડયું ! હાય હાય ! નસીબ ફૂટયું !'

ને કપાળ કૂટતો કૂટતો અદૃશ્ય થઇ ગયો.

રાણી કુંવર સાથે રમે છે, જમે છે ને મોજ માણે છે.

૧૨

# જાદુઇ નખલી

એક હતો ખેડુત. એને સાત છોકરાં. એમાં સૌથી મોટી છોકરી. એનું નામ મેના.

મેના મોટી એટલે બધું સમજે. બાપ આખો દિવસ ખેતરમાં મજુરી કરે. મા ઘેર છાણવાશીદું કરે. તોય પેટ ભરીને ખાવાનું ના મળે.

એટલે એય થોડી મજુરી કરવા લાગે. કોઈનું દળણું દળે, કોઈનું ખાંયણું કરે. શીવણ તો એવું કરે કે દરજીનેય નવાઈ લાગે. એના બખિયા ને ઓટણનો જોટો આખા ગામમાં ના જડે. એની આંગળીઓ તો એવી ફરે, જાણે સંચો ચાલ્યો. પણ નાના ગામમાં એટલું શીવવાનું ક્યાંથી લાવે? તે બાકીના વખતમાં છાણાં થાપે.

એક દહાડો મેના છાણ ભેગું કરતીતી, ત્યાં વાડે એક વેલો જોયો. વેલા પર શું ફૂલ ! શું ફૂલ ! લઈને માળા કરીને ગળામાં નાખી.

ફરી છાણ ભરતીતી ત્યાં તો તબડાક તબડાક ઘોડાના ડાબલા સંભળાયા. ટોપલી લઈને ખસી ન ખસી, એટલામાં એક ઘોડો આવ્યો. એના ઉપર કુંવરી બેઠી હતી. એની નજર મેનાની માળા ઉપર પડી. ઘોડાને ઊભો રાખી કુંવરી નીચે ઉતરી, ને મેના પાસે આવીને કહે, ' આ ફૂલ અહીં છે. ? '

' હા, આ રહ્યાં. '

' ચાલ, બતાવ તો. '

મેના આગળ ને કુંવરી પાછળ. કુંવરી તો વાડ પરનાં ફૂલ જોઇને હરખાઇ ગઈ. લાંબો હાથ કરીને તોડવા ગઇ ત્યાં તો સાડી કાંટામાં ભરાઇ, ને ચરરડ દઈને ફાટી ગઈ. એનું મોં ઉતરી ગયું.

મેના કહે, ' લાવો બહેન, હું ફૂલ ઉતારી દઉં. ' પાસે પડેલું ઝરડું લઈને મેનાએ ફૂલ ઉતારી આપ્યાં. કુંવરીએ આભાર માન્યો.

પાછા વળતાં મેના બોલી, ' બહેન, આ તમારી સાડી ફાટી લાગે છે. લાવો, હું શીવી દઉં. એવી શીવી દઉં કે ખબર જ ન પડે. '

'તું શું શીવશે! આવી સુંદર સાડી બગાડે તો ?'

'બહેન, જૂઓ તો ખરાં. મારાં વખાણ મારે મોઢે શાં!'

'ભલે.'

મેનાએ સાડી સાંધી. આડા દોરા નાખ્યા, ઉભા દોરા નાખ્યા, ને જોતજોતામાં રફુ કરી નાખ્યું. સહેજ કરચલી મળે નહિ, ને ટાંકા તો દેખાય જ શેનો ? ભલભલા છેતરાઈ જાય, તો કુંવરોના શા ભાર !

કુંવરી તો રાજીરાજી થઇ ગઇ, ને કહે, 'શાબાશ છે! તારૂં નામ શું ? લે આ રૂપિયો.'

'મેના.'

કુંવરી ઘોડે ચડીને જવા લાગી, એટલે મેના કહે, 'બહેન, એક ઘડી થોભો. તમારાં લુગડાં મારી પાસે ન શીવડાવો ? મારાં માબાપ બહુ ગરીબ છે, ને ભાઈભાંડુ બિચારાં ભૂખે ટળવળે છે. કામ આપશો તો તમારૂં ભલું થશે.'

કુંવરી હસવા લાગી.

મેના રોવા જેવી થઇ ગઇ. 'મને ગરીબને શું કામ હસો છો ?'

'ઠીક, પણ તું જલ્દી શીવી શકીશ ? રોજ એક કબજો શીવી શકીશ ? શીવી શકાય તો કાલે આવજે.'

કુંવરીએ ઘોડો દોડાવી મૂકયો.

મેના વિચારમાં પડી. 'દિવસમાં એક કબજો ? ના, ના, એક તો ના થાય. મારે તો બે દિવસમાં એક કબજો પૂરો થાય.'

ત્યાં તો કોઈ બોલ્યું, 'ના કેમ થાય ? એમાં શું મીર મારવોતો ?'

મેનાએ પાછળ જોયું તો એક ખીસકોલી ઉભી છે. એની અડધી પૂંછડી કપાઈ ગઈ છે.

'ઓહોહો ખીસકોલી બાઈ ! તમે અહીં કયાંથી ?'

'કેમ તને ભૂલી જવાય ? તે દિવસે તે મને કુતરા પાસેથી છોડાવીતી ને !'

'પણ એ વાતને આજે શું છે ?'

'આજે શું છે કેમ ? હું તને કુંવરીને ઘેર મોકલવાની છું. લે આ નખલી. તારી આંગળીએ પહેરીને શીવજે.'

'પણ આ તો સૂકા ફૂલનું ઠીઠું છે.'

'ભલે, એ ઠીઠું રહ્યું. હું કહું છું એમ કરજે.'

'એનાથી શી રીતે શીવાશે? કડાક દઈને ભાગી જશે.'

'ના રે ના. તું એકવાર શીવી જોજે, ને પછી મને કહેજે.'

બીજે દિવસે મેના વહેલી વહેલી ઉઠી. નહાઈધોઈને તૈયાર થઈ. થોડું શીરામણ કરી લીધુ. માને પગે લાગીને રાજાના મહેલ તરફ ચાલી.

રાજમહેલ પહોંચતાં પહોંચતાં સાંજ પડી ગઇ. થાક લાગ્યો હતો, પણ પેલું ઠીઠું જાણે એને ઉત્સાહ આપતુંતું.

ત્રીજે દિવસે કુંવરીએ એને કામ આપ્યું. એક કબજાનું લુગડું વેતરીને તૈયાર રાખ્યું હતું. 'લે આ કપડું. સાંજ પડયે શીવાઈ જાય, ને કપડું બગડે નહિ તે જોજે. ચોળાય કે ચૂંથાય નહિ.'

દાસીઓ બધી ધુસપુસ કરવા લાગી. મેનાને ખબર હતી કે આ બધાં એની મશ્કરી કરે છે. પણ જવાબ દેવાનો વખત ન હતો.

એ તો પલાંઠી વાળીને કામ કરવા બેઠી. આંગળી-એ પેલું ફૂલનું ઠીકું ચડાવ્યું, ને સોયમાં દોરો પરોવ્યો. ફૂલની તરત નખલી થઈ ગઈ.

મેનાનો હાથ હાલવા મંડયો. પટ પટ, પટ પટ, સરડ સરડ, સરડ સરડ, દોરો ઓછો થવા લાગ્યો. ટાંકા દેવાતા ચાલ્યા. એને થયું, ' આ શું ! કોઇ દિવસ નહિ, ને આજે મારી આંગળીઓ ઝડપથી કેમ ચાલે છે ! હા , આ નખલીમાં જાદુ લાગે છે ! '

ઝડપથી કામ થતું હતું. મેના કામ કરતી ગઈ, ને ધીમે સૂરે ગાતી ગઇ.

હજી તો સાંજ પડવાની કેટલી બધી વાર છે, ત્યાં કબજો આખો શીવાઇ ગયો. ને પછી તો છાતી પરના ભાગ પર બે હંસ, બે બાંય પર બે ફૂલ ભરી કાઢયાં. હંસ જાણે મોતીનો ચારો ચરે છે, ફૂલ જાણે ઝાકળભર્યાં વિકસી રહ્યાં છે.

કામ પૂરૂં થયું. ' હાશ ' કરીને આળસ ખાઇને મેના ઉભી થઈ. નખલી સાચવીને ગજવામાં મૂકી, ત્યાં કુંવરી ને દાસીઓ એનું કામ જોવા આવ્યાં.

કબજો જોઇને બધાં છક થઇ ગયાં. આમ ફેરવી જોયો, તેમ ફેરવી જોયો, અવળો જોયો; સવળો જોયો; જાણે દીલ કહ્યું જ કરતું નથી.

' આવડી નાની છોકરી ને આવું નાજુક કામ !'

કુંવરીએ ખુશ થઇને મેનાને દસ રૂપિયા આપ્યા. મેના રાજી રાજી થઇ ગઇ, ને કુંવરીને પગે પડી.

' મેના, ફરી આવતે સોમવારે આવજે. બીજો એક કબજો શીવી આપજે, ને દસ રૂપિયા લઈ જજે.'

મેના કુંવરીનો આભાર માનવા લાગી.

ફરી કુંવરીને પગે લાગીને મેના ઘેર દોડી ગઈ. જઈને માને ભેટી પડી, ને બધી વાત કહી.

પછી ખાધું, પીધું ને મજા કરી.



૧૩

# અડવો

એક હતો અડવો.

એક દી એ ગામતરે જવા તૈયાર થયો, ત્યારે એની મા એને પૂછે, 'અડવા, ક્યાં જાય છે ?'

'મા, ગંગલીને ત્યાં.'

'ઠીક, ડાહ્યો થજે.'

'ઠીક, રામરામ મા.'

'રામરામ.'

અડવો ગંગલીને ઘેર પહોંચ્યો. કહે, 'ગંગલી, રામરામ.'

'રામરામ. કેમ, મારે માટે કંઈ લાવ્યો છે કે ?'

'ના, પણ તું મને કંઇ આપીશ ખરી ?'

'હા, લે આ સોય.'

'રામરામ, ગંગલી.'

'રામરામ.'

અડવે સોય લીધી, ઘાસના પૂળામાં ખોસી, ને ગાડાની પાછળ પાછળ ઘેર ગયો.

'મા, રામરામ.'

'રામરામ. ગંગલીને ઘેર જઈ આવ્યો ?'

'હા, મા.'

'તેં એને શું આપ્યું ?'

'કંઇ નહિ.'

'ત્યારે એણે તને કંઈ આપ્યું ?'

'હા, મા.'

'શું ?'

'એક સોય.'

'તે તેં ક્યાં મૂકી છે ?'

'ઘાસના ભારામાં.'

'સોય તે ઘાસના ભારામાં ખોસાય, મૂર્ખા ? એને તો ટોપીમાં ખોસવી જોઇએ.'

'હાં, હવે એમ કરીશ' એવો વિચાર કરતો કરતો અડવો ચાલ્યો.

( ૨ )

અડવો તો બીજી વાર ગામતરે જવા તૈયાર થયો. ત્યારે એની મા પૂછે, 'અડવા, ક્યાં જાય છે ?'

'ગંગલીને ત્યાં.'

'તો ડાહ્યો થજે.'

'ઠીક. રામરામ, મા.'

'રામરામ.'

અડવો ગંગલીને ઘેર પહોંચ્યો. 'ગંગલી, રામરામ.'

'રામરામ. કેમ, મારે માટે કંઇ લાવ્યો છે કે ?'

'ના, પણ તું મને કંઇ આપીશ ખરી ?'

'હા, લે આ ચપ્પુ.'

'રામરામ, ગંગલી.'

'રામરામ.'

અડવે ચપ્પુ લીધો, ટોપીમાં ખોસ્યો, ને ઘેર ગયો.

'મા, રામરામ.'

'રામરામ, ગંગલીને ઘેર જઈ આવ્યો ?'

'હા, મા.'

'તેં એને કંઈ આપ્યું ?'

'ના, મા. કશુંય નહિ.'

'ત્યારે એણે તને કંઈ આપ્યું ?'

'હા, મા.'

'શું ?'

'એક ચપ્પુ.'

'તે તેં ક્યાં મૂક્યો છે ?'

'મારી ટોપીમાં.'

'ચપ્પુ તે ટોપીમાં ખોસાય, મૂર્ખા ? એને તો ગજવામાં મૂકવું જોઇએ.'

'હાં, હવે એમ કરીશ.' એવો વિચાર કરતો કરતો અડવો ચાલ્યો.

( ૩ )

અડવો ત્રીજી વાર ગામતરે જવા તૈયાર થયો. ત્યારે એની મા પૂછે, ' અડવા, ક્યાં જાય છે ? '

' મા, ગંગલીને ત્યાં. '

' તો ડાહ્યો થજે. '

ઠીક, રામરામ, મા. '

' રામરામ. '

અડવો ગંગલીને ઘેર પહોંચ્યો. 'ગંગલી, રામરામ.'

' રામરામ. કેમ મારે માટે કંઈ લાવ્યો છે કે ? '

' ના, પણ તું મને કંઈ આપીશ ખરી ? '

' હા, લે આ બકરૂં. '

' રામરામ, ગંગલી. '

' રામરામ. '

અડવે બકરૂં લીધું. એના પગ બાંધ્યા. ગજવામાં મૂક્યું ને ઘેર ગયો.

' મા, રામરામ. '

' રામરામ. ગંગલીને ઘેર જઈ આવ્યો ? '

' હા, મા. '

' તેં એને કંઇ આપ્યું ખરૂં ? '

' ના, મા. '

' ત્યારે એણે તને કંઈ આપ્યું ? '

' હા, મા. '

' શું ? '

' એક બકરૂં. '

' એ તેં ક્યાં મૂક્યું છે ? '

' મારા ગજવામાં. '

' બકરૂં તે ગજવામાં મૂકાય, મૂર્ખા ? એને તો દોરડાથી બાંધી લાવવું જોઇએ. '

' હાં, હવે એમ કરીશ ' એવો વિચાર કરતો કરતો અડવો ચાલ્યો.

( ૪ )

અડવો ચોથી વાર ગામતરે જવા તૈયાર થયો, ત્યારે એની મા પૂછે, ' અડવા, ક્યાં જાય છે ? '

' ગંગલીને ત્યાં. '

' તો ડાહ્યો થજે. '

' ઠીક. રામરામ, મા. '

' રામરામ. '

અડવો ગંગલીને ઘેર પહોંચ્યો. 'ગંગલી, રામરામ.'

'રામરામ. કેમ, મારે માટે કંઇ લાવ્યો છે કે?'

'ના, પણ તું મને કંઈ આપીશ ખરી કે ? '

' હા, લે આ કેળાંની લૂમ. '

' રામરામ, ગંગલી. '

' રામરામ. '

અડવે તો કેળાંની લૂમ લીધી. એને દોરડાથી બાંધી, ને આમતેમ હલાવતો હલાવતો ઘેર આવતો હતો, ત્યાં રસ્તામાં ગાય મળી, તે કેળાં ખાઈ ગઈ.

' મા, રામરામ. '

' રામરામ, ગંગલીને ઘેર જઈ આવ્યો ? '

હા, મા. '

' તેં એને કંઈ આપ્યું ખરૂં ? '

' ના, મા. '

' ત્યારે એણે તને કંઈ આપ્યું ? '

' હા, મા. '

' શું ? '

' કેળાંની લૂમ. '

' એ તેં ક્યાં મૂકી છે ? '

' એને દોરડાથી બાંધીને લાવતોતો, ત્યાં રસ્તામાં ગાય મળી, તે ખાઈ ગઈ. '

' કેળાં તે કંઈ દોરડાથી બાંધીને લવાય, મૂર્ખા ? એને તો માથે મૂકીને લાવવાં જોઇએ. '

' ઠીક, હવે એમ કરીશ. ' એવો વિચાર કરતો કરતો અડવો ચાલ્યો.

( ૫ )

અડવો પાંચમી વાર ગામતરે જવા નીકળ્યો, ત્યારે એની મા પૂછે, ' અડવા, ક્યાં જાય છે ? '

' ગંગલીને ત્યાં. '

' તો ડાહ્યો થજે. '

' ઠીક. રામરામ, મા.'

' રામરામ. '

અડવો ગંગલીને ઘેર પહોંચ્યો. ' ગંગલી, રામરામ. '

' રામરામ. કેમ, મારે માટે તું કંઈ લાવ્યો છે કે ? '

' ના, પણ તું મને કંઈ આપીશ ખરી કે ? '

' હા, લે આ પાડી. '

' રામરામ, ગંગલી. '

'રામરામ.'



અડવે તો પાડી લીધી, એને માથા ઉપર મૂકી. આવતાં આવતાં રસ્તામાં પાડીએ અડવાને મોઢા ઉપર બેચાર લાતો લગાવી દીધી.

'મા, રામરામ.'

'રામરામ. ગંગલીને ત્યાં જઈ આવ્યો ?'

'હા, મા.'

'તેં એને કંઇ આપ્યું ?'

'ના, મા.'

ત્યારે એણે તેને કંઈ આપ્યું ?'

'હા, મા.'

'શું ?'

'એક પાડી.'

'તે તેં ક્યાં મૂકી છે ?'

'એને માથા ઉપર મૂકીને લાવતો હતો, ત્યાં રસ્તામાં એણે મને મોઢા ઉપર બેચાર લાતો લગાવી દીધી.'

'પાડીને તે કંઈ માથા ઉપર લવાય મૂર્ખા ? એને તો દોરીને લાવવી જોઈએ.'

'હાં, હવે એમ કરીશ.' એવો વિચાર કરતો કરતો અડવો ચાલ્યો.

( ૬ )

અડવો તો છઠ્ઠી વાર ગામતરે જવા નીકળ્યો, ત્યારે એની મા પૂછે, 'અડવા, ક્યાં જાય છે ?'

'ગંગલીને ત્યાં.'

'તો ડાહ્યો થજે.'

'ઠીક, રામરામ, મા.'

'રામરામ.'

અડવો ગંગલીને ઘેર પહોંચ્યો. 'ગંગલી, રામરામ.'

'રામરામ. કેમ, મારે માટે તું કંઈ લાવ્યો છું કે ?'

'ના, પણ તું મને કંઈ આપીશ ખરી ?'

'ના. હવે તો કશુંય આપવા જેવું નથી. પણ આ વખતે તો હું જ તારી સાથે આવું છું, ચાલ.'

અડવે તો ગંગલીના ગળે દોરડું બાંધ્યું, ને ગંગલીને દોરીને ઘેર લઇ ગયો. ગમાણમાં ખીલે બાંધી, ને મો આગળ ઘાસનો પૂળો નાખ્યો. પછી મા પાસે ગયો.

'મા, રામરામ.'

'રામરામ. ગંગલીને ત્યાં જઈ આવ્યો ?'

'હા, મા.'

'તેં એને કંઈ આપ્યું ?'

'ના, મા.'

'તો એણે તને કંઈ આપ્યું ?'

'મા, આ વખતે તો કશુંય ના આપ્યું. પણ એ મારી સાથે આવી છે.'

'તો એને તું ક્યાં મૂકી આવ્યો ?'

'એને ગળે દોરડું બાંધીને દોરી લાવ્યો, ગમાણમાં ખીલે બાંધી, ને પૂળો ઘાસ નાખ્યું.'

'એને તે એમ થાય, મૂર્ખા ? એના ભણી તો માયાળુ નજરે જોવું જોઈએ.'

અડવો ગમાણમાં ગયો, ને ગંગલીના તરફ મીઠી નજરે જોઈ રહ્યો.

પછી અડવો ને ગંગલી બે પરણ્યાં. ખાધું, પીધું, ને મજા કરી.

૧૪

# સોય

એક હતી સોય, મોટી ને જાડી, ગોદડાંમાં દોરા નાખવાની. પણ એ મનમાં મોતીના ચોક પૂરે, ' હું કેવી ઝીણી ને રૂપાળી, ચળકતી ને નાની. '

એક દિવસ એ પાંચે આંગળીઓને કહે, ' જોજો હો, મને બરાબર ઝાલજો. મને પડવા દેશો નહિ. ભોંય પડી તો જડીશ નહિ, એવી હું ઝીણી છું. '

આંગળીઓ દોરા પરોવે ત્યારે કહે, 'જૂઓ, આ મારો રસાલો તો જૂઓ. આ મારી પાછળ દોડયો આવે. '

પાસે જ નવી ખાદીની ખોળ ચઢાવેલી ગોદડી પડી હતી, તેમાં આંગળીઓએ એને ખોસીને દોરા નાખવા માંડયા.

'ઓય રે! આવું જાડું કામ મારે કરવાનું? મારાથી બહાર જ નહિ નીકળાય. હું ભાગી જઇશ.' અને ત્રીજે કે ચોથે ટાંકે ખરેખર એના બે કડકા થઈ ગયા. 'મેં નહોતું કહ્યું કે હું ભાગી જઇશ? કોઇ સાંભળતું જ નથી.'

આંગળીઓએ વાળીને એનો ચીપીઓ બનાવ્યો, ને અંબોડામાં ખોસ્યો.

'હવે તો હું ચાક બની છું. મને ખબર જ હતી કે હું મોટી થવાની છું. મોટાની મોટાઇ આજે નહિ તો કાલે, કાલે નહિ તો પરમ દિવસે, પણ ઓછી જ કાંઈ જણાયા વિના રહેવાની છે?'

અને હવે એણે ગર્વથી માથું ઊંચું ને ટટાર રાખી હસતાં હસતાં આમતેમ જોવા માંડયું.

'તું સોનાનો છે! તું દેખાય છે તો ખૂબ ચળકતો, પણ આવું તે માથું હોય? કેવું ગોળ છે! જાણે સોજો ચઢયો છે સોજો! બધાં જ કાંઇ મારી પેઠે ઊંચાં ને ટટાર ઉભી શકતાં નથી.'

એણે પોતાના પાડોશી સોનાના ચાકને કહ્યું, ને ઊંચું ને ટટાર ઉભા રહેવા જતાં એ છોકરીના અંબોડામાંથી નીચે ચોકડીમાં પડી, ને પાણીનો લોટો ઢોળાઇ જતાં નીકમાં ધોવાઈ ગઈ.

'હવે પ્રવાસે જાઉં છું. મને લાગે છે કે હું ભૂલી તો નહિ પડું. સાચા માણસની કોઈ કિંમત જ કરી શકતું નથી. બધી દુનિયા જ એવી છે, પણ મારું એ જ્ઞાન મને સંતોષ આપે છે, તે બસ છે.'

નીકમાં પાણીનો ખળકો આવતાં ઘાસનાં તણખલાં, કાગળના ટુકડા, લુગડાનાં ચીંથરાં ને બીજો કચરો એના ઉપર થઈને તણાવા લાગ્યો.

'કેવી બેપરવાઈથી તરે છે. એમને ક્યાં ખબર છે કે શ્રીમતી નીચે બિરાજે છે ! આ તણખલું કેવું ચકરચકર ફરે છે ! એમ એકલું એકલું મહાલ નહિ. હમણાં પથરા સાથે ભટકાઈશ. પેલો છાપાનો ટુકડો જાય ! વાંચ્યા પછી એના સામુંય કોઈ જોતું નથી, છતાંય કેટલી મગરૂબીથી જાય છે. પેલું ચીંથરૂં જાય. એને કશાનો વિચાર જ આવતો નથી. હું જ એક સ્થિર ને સુજ્ઞ છું. હું જ એક મારી કિંમત જાણું છું, ને મારે માટે એજ બસ છે.'

એટલામાં એની પાસે એક કાચનો કકડો તણાઈ આવ્યો. શું ચળક ચળક થાય ! સોય તો એના તેજમાં અંજાઈ ગઈ.

'કેમ છો હીરાભાઇ ?'

'રામરામ, પણ તમે કોણ ?'

'હું તો અંબોડાનો ચાક છું.' ને પછી પોતાની વીતક વાત કહેવા માંડી:

'પહેલાં તો હું એક ગરગડીમાંર હેતી. એ ગરગડી એક વોરીની હતી. એ ગોદડાંમાં દોરા નાખતી. એના બેઉ હાથ ઉપર પાંચ પાંચ આંગળીઓ હતી. કોઈ નાની તો કોઈ મોટી. આખો દિવસ એ મને પકડતી. એકવાર ગોદડામાં નાંખતી ને બીજીવાર કાઢતી. સાંજે પડયે પાછી ગરગડીમાં ખોસી દેતી.

આખો દહાડો એ પાંચે આંગળીઓ મારી તહેનાતમાં રહેતી. પણ શું એમનું અભિમાન !

પહેલીનું નામ અંગુઠો. એ હતી તો ટૂંકી, પણ મજબુત, ને સહેજ જાડી. એમાં એકજ સાંધો, એટલે એ વળતી ત્યારે અક્કડ લાગતી. પણ એ બડાશ મારતી કે એના વિના કોઈથી શેકયો પાપડ સરખોય ભાંગે નહિ.

બીજી ખૂબ લોભી ને આગળ પડતી. એને જેમાં ને તેમાં માથું મારવાની ટેવ: પછી ગળ્યું હોય કે મોળું, ખારૂં કે ખાટું, કડવું કે તીખું. જેને તેને ચીંધ્યા કરે: પછી રાજા હોય કે રંક, મરદ કે સ્ત્રી, સજીવ કે નિર્જીવ.

ત્રીજી વચટ. તે પાંચેમાં લાંબામાં લાંબી. એ બધાના તરફ તિરસ્કારની નજરે જુએ.

ચોથી પોતાને કમરપટે ચળકતો લાલ પટ્ટો પહેરી રાખે, જેને એ સોનાની વીંટી કહેતી.

પાંચમી નાની તે કશુંય કરતી નહિ ને મજા કરતી.

હું એમનો ગર્વ સહન કરી શકતી નહિ. તે એમનાથી છૂટી પડી.'

'અને હવે આપણે અહીં બેસીને રાજ્ય કરીએ છીએ.' કાચને કકડે કહ્યું.

એટલામાં પાણીનું મોજું આવ્યું તે કાચનો કકડો તણાઈ ગયો.

'અરે, મારો સાથી તણાઈ ગયો ને હું એકલી રહી ગઈ. મને લાગે છે કે સૂર્યનાં કિરણોમાંથી મારો જન્મ થયો હશે. તે વિના કંઈ નીકમાં આવું અજવાળું થઈ રહે ? અરેરે, પણ આટલું મારું તેજ છે, છતાં મારી મા મને શોધી નથી શકતી ને મારે અહીં પડી રહેવું પડે છે. પણ આ મને આમ કેમ થાય છે ? જાણે રડુંરડું થાય છે, પણ એમ તે કંઈ હું રડીશ ?'

એટલામાં છોકરા રમતારમતા આવ્યા ને નીકમાં ચૂંકા ને એવું બીજું કંઇ ખોળવા લાગ્યા. ત્યાં કોઈને

સોય વાગી. તે કહે, 'અલ્યા, આ તો જો' કહીને સોય ખોદી કાઢી.

પાસેના ખાડામાં એને ધોઇ નાખી એટલે સોય કાળીકાળી દેખાઈ, પણ છતાંય કહે, ' ધોઈ એટલે કેવી રૂપાળી હું દેખાઉં છું !'

છોકરા બધા ફરતાફરતા ટ્રેનગાડી જોવા ગયા, ત્યાં એને પાટા ઉપર મૂકી.

સોય કહે, 'કેવા કાળા શાહી જેવા પાટા છે ને હું કેવી સફેદ છું. શી કુદરતની ગતિ !'

એટલામાં છુકછુક કરતી ગાડી આવી ને ગઈ. સોય ચપટી થઇને પાટા સાથે જડાઈ ગઈ.



૧૫

# સરકસની રાણી

'બા, આજે રાત્રે મારે સરકસ જોવા જવું છે.' રસોડામાં પેસીને ભાખરીની કણક બાંધતી બાના સામે આતુરતાથી જોઈને જગદીશ બોલ્યો. 'બા, સરકસ બહુ સરસ લાગે છે. કેટલાય હાથી, ને સિંહ, ને વાઘ, ને મશ્કરા, ને એ બધું આઠ જ આનામાં. બા, જવા દઈશ ?'

'જગુ, હું તને કદીયે ના કહું છું ? પણ જોને બેટા, અત્યારે આઠ આના તો પાંચ રૂપિયાની ગરજ સારે.' આંસુ આવતાં બાએ ઓછી ઓછી થઇ જઈને જવાબ દીધો.

જગુ હોઠ કરડતો કરડતો બાનાથી થોડે દૂર પડેલા પાટલા પર બેસી પડયો. ' બા, હું સમજું છું કે, બાપુને નોકરીમાંથી રજા મળી હોય ત્યારે મારે સરકસ જોવા જવાની રજા માગવી નહોતી જોઇતી. પણ હું એનું સરકસ જોવા તો જરૂર જઇશ. હમણાં જ નીકળવાનું છે. '

જગુ તરત જ સરઘસ જોવા ગયો. આછા વાદળી ને સોનેરી એક સરખા કપડામાં ભપકાદાર બેન્ડ, પછી મદગળતા હાથીઓ, આરબ માવતવાળાં ઊંટ, ધુરકતા વાઘનું પાંજરૂં, આમતેમ દોડતા ને ચિત્ર-વિચિત્ર ચેષ્ટાઓ કરી હસાવતા મશ્કરાઓ અને એનીએ પાછળ—

બધા ટોળે મળીને જોતા હતા. શું છે તે જોવા જગુ પાસેના ઓટલા ઉપર ચઢી ગયો.

' વાહવાહ ' ફાટેલે મોઢે જગુ આઠ ધોળાં દૂધ જેવાં ટટ્ટુ જોડેલી, સુંદર ગલીચો બીછાવેલી, બગી તરફ જોઈ રહ્યો. ગલીચા ઉપર હાથમાં જાપાનીઝ પંખો લઇને પોતાનાથી પણ નાની છોકરીને જગુએ બેઠેલી જોઈ. આજ સુધીમાં એણે એવી એક પણ રૂપાળી છોકરી જોઈ ન હતી. પગથી માથા સુધી એનો પોશાક આંખો આંજી નાંખે તેવો ચળકતો સોનેરી હતો.

જગુને એની કેટલીયે અદેખાઇ આવી. સરકસની રાણી થવામાં કેટલી બધી મજા હશે એનો વિચાર કરવા લાગ્યો.

નજર પહોંચી ત્યાંસુધી એણે સરકસની રાણીને જોઈ, ને એની બગી પછી ચાલતાં નાનાં છોકરાંના બેન્ડ તરફ જોવાની તસ્દી સરખીયે લીધી નહિ. તરતજ ટોળામાંથી છૂટા પડી કેટલીક ગલીકુંચીઓમાં થઈને એ એવે રસ્તે જઈ પહોંચ્યો, જ્યાં હજી સરઘસ આવવાની થોડી વાર હતી. અને ફરી પાછી સરકસની રાણીને એણે જોઈ.

બપોરના એણે સરકસના વિચારોને મનમાંથી ભૂંસી નાખવા ખૂબ મહેનત કરી, પણ એ તો વધારે વધારે આવવા લાગ્યા.

સાંજે એ એની જૂની બાબાગાડી લઈને ફરવાને નીકળ્યો ત્યારે પણ એને સરકસના ને સરકસની રાણીના વિચાર આવતા હતા.

'પેલી બગી આ બાબાગાડીથી સહેજ જૂદી જાતની, નવી, ને પ્રમાણમાં મોટી હતી એટલુંજ.' જગુએ હસતાં હસતાં પોતાની હોંસ ટકાવવા કહ્યું, 'પણ આ બૂમ શેની ? બૂમ પેલી ઝાડીમાંથી આવતી લાગે છે.'

એક મિનિટની પણ ઢીલ કર્યા વિના, બાબા-ગાડીને રસ્તાની એક બાજુએ ઉભી રાખીને, જગુ ઝાડીમાં પેઠો. એને ખબર હતી કે ઝાડીની વચમાં કૈણના પાણીના ખાડા હતા. ખાડાના લપસણા ને સીધા ઢોળાવને અર્ધે રસ્તે એક છોકરી નીચે લપસી ન જવાય માટે હાથમાં થોડાક મજબૂત છોડ પકડીને બૂમ પાડતી હતી.

'આ આવ્યો. એ છોડ પકડી રાખજે,' કહીને જગુએ સાચવીને પણ બનતી ઝડપથી ઢોળાવ નીચે ઉતરવા માંડ્યું. પોચી માટી આવતી ત્યાં એના પગ નીચેથી માટી ખોદાઇ જતી ને એને સરકાવતી. એક વાર તો એ લપસ્યો, પણ વખતસર એક જાડું થડિયું એના હાથમાં આવી ગયું ને જગુ છેક નીચે જતો રહી ગયો.

આખરે છોકરી ઉભી હતી ત્યાં જગુ આવી પહોંચ્યો. જૂએ તો છોકરીને હાથે–પગે ખૂબ ઉઝરડા પડયા હતા. લોહીની ટશરો ફૂટી હતી, ને ફ્રૉક ફાટી ગયું હતું. પગમાં બૂટ હતા એટલે કાંટા વાગ્યા ન હતા. પણ બૂટને લીધે જ એનાથી ઉપર ચઢાયું નહિ હોય એમ એણે અનુમાન કર્યું.

સખત માટી ઉપર એક પગ બરાબર ટેકવીને, એક હાથે એક જાડું થડિયું પકડીને, બીજો હાથ એણે પેલી છોકરી તરફ લંબાવ્યો, ને કહ્યું, 'મારો આ હાથ પકડો.'

જગુના હાથમાં હાથ પરોવતાં એણે આંખવતી આભાર માન્યો.

'બરાબર પકડી રાખજો હોં. હું તમને ઉપર ખેંચી જઉં છું.'

જાણે ટગ–ઑફ–વૉર ચાલી. જગુ ડગલું ડગલું ઉપર ચઢતો જાય ને પેલી છોકરીના બૂટ નીચે તાણતા જાય. નીચે ખાડા બે માથોડાં પાણીથી ભરેલા હતા, ને વધારામાં જગુને તરતાં આવડતું ન હતું. ધીમે ધીમે એણે છોકરીને બહાર ખેંચી કાઢી.

'હાશ' એણે શ્વાસ મૂક્યો. 'નસીબ પાધરૂં કે લપસી ન પડયાં. નહિ તો મને તરતાં આવડતું નથી, એટલે આપણે બેય ડૂબી જાત.'

'મનેય નથી આવડતું. હું તો આ અશોકની ડાળી પકડવા જતીતી ત્યાં એ હાથમાં આવીને છટકી ગઈ ને હું લપસી ગઈ. તમારો ઉપકાર માનું છું.'

'એમાં ઉપકાર શાનો ? પણ આ પગ સોરાઈ ગયો છે શું ? લાવો તમારો રૂમાલ. હું પાટો બાંધી દઉં. બસ, હવે લોહી બંધ થઈ જશે. તમારૂં નામ શું ?'

'ઈલા.'

જગુ ક્ષણેક ઈલાના તરફ જોઈ રહ્યો. એનું આસમાની ફ્રૉક ફાટી ગયું હતું ને ગંદું થયું હતું, પણ એનું મોં હસું હસું થતું હતું.

'ને મારૂં નામ જગદીશ.' એકદમ એણે વગર પૂછ્યે કહ્યું, 'હું તો થાકીને ફરવા નીકળ્યો હતો. આ પગે વાગ્યું છે, તો મારી બાબાગાડીમાં બેસી જાઓ.'

'ભલે !' કહી હસતી હસતી છોકરી બાબાગાડીમાં ચડી બેઠી.

'હવે જુઓ, આપણે એક રમત રમીએ. ધારો કે તમે સરકસની રાણી છો ને આ તમારી બગી છે. પણ તમે આજે સરકસમાં જવાનાં છો ?'

'હા, હા, કેમ નહિ ?' જાણે સરકસની રાણી આઠ ટટ્ટુ જોડેલી વિકટોરિયામાં બેઠી હોય તેમ દમામથી બોલી.

'મારેય જવું છે. પણ મારા બાપુને બેએક મહીનાથી નોકરીમાંથી રજા મળી છે, એટલે નહિ જવાય. મારા બાપુ વીજળીના કારીગર છે.'

થોડા વખતમાં જગદીશ ને ઇલા બે મિત્ર થઈ ગયાં. જગુએ આઘેથી ઇલાને પોતાનું ઘર બતાવ્યું ને પોતાનાં માબાપની તથા આડીતેડી બીજી વાતો કહી. ઇલા તો થોડાક દિવસ થયાં જ આ ગામમાં રહેવા આવી હતી.

બેના રસ્તા જૂદા ફંટાતાં ઈલા ગાડીમાંથી ઉતરી પડી.

'આપણે બે ફરી મળશું, નહિ ઈલા ?'

'હા, કદાચ કાલે. ને મને ખાડામાંથી બહાર ખેંચી કાઢવા માટે તથા આ ગાડીની સફર માટે તારો આભાર માનું છું.'

'સલામ.' હાથ ઊંચો કરતો જગુ બોલ્યો, ને આવી નવી મિત્ર મળી તેથી આનંદ પામતો પામતો ઘેર જઇ પહોંચ્યો.

રાત પડતા પહેલાં હજી જગુને ખૂબ કામ કરવાનું હતું. એના બાપુએ લખેલી અરજી ટપાલમાં નાખી આવવાની હતી. શાક દૂધ લાવવાનાં હતાં, ને સવારમાં વાંચવા આણેલી વાતોની ચોપડી એક મિત્રને પાછી આપી આવવાની હતી.

એ થાકીને પાછો ફર્યો ત્યારે એનાં બા બારણામાં ઉભાં ઉભાં હસતાં હતાં.

'બા, કેમ હસો છો ?' આતુરતાથી જગુએ પૂછ્યું.

બાએ એના હાથમાં બે નાના વાદળી કાગળના ટુકડા મૂક્યા.

'બા, આ તો સરકસની ટિકિટ છે.'

'હા, કલાકેક ઉપર સરકસનો એક માણસ આવ્યો ને કહે, 'તમે રજા આપો તો ઘરની ભીંત ઉપર જાહેર ખબર ચોડું' ને જતી વખતે એ મને બે ટિકિટ આપતો ગયો. હવે આપણે સરકસ જોવા જઈશું.'

આનંદના ઉભરાને લીધે જગુ પૂરૂં જમી પણ ન શક્યો. અધુંપધું જમીને હાથ–મોં–પગ ધોઈને સરકસ જોવા જવા માટે નવાં લુગડાં બદલી લીધાં. દરવાજો ઉઘડવાને દશેક મિનિટની વાર હશે ત્યાં એ ને એની બા સરકસના તંબુ આગળ પહોંચી ગયાં.

ડોરકીપરે એમને અંદર જવા દેતા પહેલાં એમની ટિકિટો ધારી ધારીને તપાસી, ને જગુને બીક લાગી કે કદાચ એ એમને અંદર દાખલ નહિ કરે. પણ, ના. ઉલટું એણે એક માણસને બોલાવ્યો ને એ નવો માણસ એમને છેક આગળની સુંદર સીટ પર બેસાડી ગયો.

'જગુ, આમાં કંઈક ગોટાળો લાગે છે.' ગભરાતાં ગભરાતાં, એની બાએ કહ્યું, ' આ તો ભારે ટિકિટની જગાઓ લાગે છે.'

'હા, બા. પણ જો, આ તો બેન્ડ શરૂ થયું.'

પછી તરત જ સરકસના ખેલ શરૂ થયા, એટલે પોતે ક્યાં બેઠો છે તેની જગુએ દરકાર ન કરી. એણે બધું ધારી ધારીને જોવા માંડયું. મશ્કરાઓની હાસ્યરસિક ચેષ્ટાઓથી એનું પેટ દુખી ગયું. પાતળા અદ્ધર તાર ઉપર સમતોલપણું જાળવીને એક માણસ ચાલવા લાગ્યો ત્યારે તો એનો જીવ અદ્ધર રહી ગયો, ને એવા કેટલાય નવાનવા ખેલ પછી છેક છેલ્લો સરકસની રાણીનો ખેલ આવ્યો.

' ઈલા, સરકસની રાણી.' રીંગમાસ્તરે મોટે અવાજે કહ્યું, 'તમને ઘોડેસ્વારીના નવાઈ પમાડે તેવા ખેલો બતાવશે. એ ખેલ દરમિયાન એક હરીફાઈ થશે. બેન્ડ બંધ પડતી વખતે જેના ઉપર સર્ચ લાઇટનું તેજ પડશે તેને એક કીમતી ઇનામ મળશે.'

બેન્ડે એક મીઠો સરોદ છેડયો ને તરત જ સરકસની રાણી ઇલા રીંગમાં દાખલ થઈ. એક ધોળા ટટ્ટુની ઉઘાડી પીઠ ઉપર અદ્ધર ઉભી રહીને, બે બાજુએ એક એક ટટ્ટુ દોડાવતી આવી. તેજ ઘડીએ બીજા દરવાજેથી બીજાં પાંચ ટટ્ટુ દાખલ થયાં. જગુને

એક ઘડીભર લાગ્યું કે રાણી એના તરફ જોઇને હસી, પણ એ એટલી જલ્દીથી પસાર થઈ ગઈ કે જગુને પૂરી ખાત્રી ન થઈ.

રાણીએ હવે એક દોડતા ટટ્ટુ ઉપરથી બીજા ઉપર ને બીજા ઉપરથી ત્રીજા ઉપર ફરવા માંડયું. બધા પ્રેક્ષકોનો જીવ અદ્ધર રહી ગયો. કેટલાક તો બીતા હતા કે રાણી આ પડી ને કચરાઈ ગઈ. પણ, ના. એણે તો એક પછી એક નવી નવી ને એક બીજાથી ચઢિયાતી કસરત બતાવી. પછી જ્યારે એણે ટટ્ટુ ઉપરથી કૂદીને રીંગમાંનો એક ક્રોસબાર પકડી એના ઉપરથી બીજા ટટ્ટુ ઉપર, ને વળી એ ટટ્ટુ ઉપર થી બીજા ક્રોસબાર ઉપર જૂદીજૂદી રીતે કૂદવા માંડયું, ત્યારે તાળીઓના ગડગડાટ ને હર્ષના પોકારોથી આખો તંબુ ગાજી ઉઠયો.

'બા, કેવા સરસ ખેલ છે.' જગુ બોલ્યો ને તેજ ક્ષણે સર્ચ લાઇટનું તેજ એના મોં ઉપર પડ્યું ને બેન્ડ બંધ થયું. પછી શું થયું તે જગુને બરાબર ન સમજાયું.

તરતજ ઇલા એની સામે આવીને ઉભી રહી. એના હાથમાં રેશમી રીબનથી બાંધેલી એક નાની પેટી હતી. હસતાં હસતાં ઈલાએ એ પેટી જગુ તરફ લંબાવી ને પ્રેક્ષકોએ તાળીઓના ગડગડાટ ને કિકિ-યારીઓથી જગુને વધાવી લીધો.

'બા, આ તો ઈલા છે.' એના મોં સામે જોઇને નવાઇ પામતો જગુ બોલ્યો.

ઇલાએ જગુના હાથમાં ભેટ આપી. જગુએ જોયું કે રીબનની નીચેનો રૂમાલ તો પોતે ઈલાને પગે બાંધ્યો હતો તે જ છે.

'મેં તને કહ્યુંતુંને કે હું અહીં આવીશ.' ઇલા આછું આછું હસતી બોલી, 'ને મને આશા છે કે આ નાનું ફ્રીડીફોન તને ગમશે.' ને ઇલા ટટ્ટુ ઉપર ચડીને ચાલી ગઈ.

જગુને આ ભેટ ખરેખર બહુ ગમી. એણે કદી આવું નાનું ગ્રામોફોન જોયું ન હતું.

બીજે દિવસે સવારે એક નવો બનાવ બન્યો. સરકસનો એક માણસ જગુના બાપુને મળવા આવ્યો. કારણ સરકસવાળાને એક હોશિયાર વીજળીનું કામ કરનારની જરૂર હતી. એમના માણસને થોડા દિવસ ઉપરજ ગંભીર અકસ્માત નડયો હતો. જગુના બાપુ સારા કારીગર હતા, એટલે એ જગા એમને મળી ગઈ.

હવે જગુ પણ સરકસની સાથે ફરે છે.

જગુ ને ઈલા બે હવે મિત્રો બની ગયાં છે.

( અંગ્રેજી ઉપરથી )



૧૬

# મયૂર મંદિર

એક ડુંગર હતો. ત્યાં આસોપાલવનું એક ઝાડ હતું. ઝાડ ઊંચું ને ફેલાયેલું. પાંદડાની તો ઘોર ઘટા.

તેના ઉપર મોર રાજા રહે. ઢેલ પણ સાથે રહે.

મોરરાજાને એક દિવસ વિચાર આવ્યો: 'દેવનું મંદિર હોય, સર્પનું મંદિર હોય, ગરૂડનું મંદિર હોય, તો મારૂં મંદિર કેમ ન હોય ?

મારે માથે તો કલગી છે ને ? મારે તો રૂપાળાં ચંદ્રમાવાળાં પીછાં છે ને ? રૂપાળી રંગબેરંગી મારી કાયા છે ને ? મારા ટૌકા તો ક્યાંયે નહિ મળે ! મારા થનગન થનગન નાચથી સૌ કો રાચે !'

પછી મોર તો રાજા પાસે ગયો, ને કહે, 'રાજાજી, દેવનાં મંદિર હોય, સર્પનાં મંદિર હોય, ગરૂડનાં મંદિર હોય, તો મારૂં મયૂર મંદિર કાં ન હોય ? તમે આટલું બંધાવી ન દો ?'

'અરે મયૂર મંદિર તે વળી હોય ? મારે તો દરબારગઢ બાંધવો છે. નગરને ફરતો કોટ અને કાંગરા-નો પ્લાન તૈયાર થઈ ગયો છે. કહે તો વળી કંઈ

પથ્થર ઉપર તારો આકાર કોરી દઉં. હજારો પથરામાં વળી એક તારો પથ્થર.'

મોર તો પછી રાણીની પાસે ગયો, ને કહે:

'રાણી, રાણી, દેવનાં મંદિર હોય, સર્પનાં મંદિર હોય, ગરૂડનાં મંદિર હોય, તો મારૂં મયૂર મંદિર કાં ન હોય?'

'અરે, મોર રાજા, મયૂર મંદિર તે વળી કાંઇ સાંભળ્યું છે? કહો તો મારી સાડીના પાલવે જરીથી મોર ભરાવું. કહો તો મારી ચોળીએ મોરનો થપ્પો મૂકાવું. કહો તો ચણિયાની કોર મોરથી ભરૂં. એથીયે વિશેષ આગ્રહ કરતા હો તો રાજાને મુકુટે એક મોરનું પીછું મૂકાવી આપું!'

મોર ત્યાંથી પણ પાછો ફર્યો.

નગરમાં એક દાનો ચિત્રકાર. અસલી અને ફક્કડ. ચિત્ર ચીતર ચીતર કરે. રાત ને દહાડો એમાંજ કાઢે. કોઈને મળવાની ઘડીની ફુરસદે ન મળે. એ, એનો કેનવાસ, એનો રંગ, અને એની પીંછી ભલાં.

મોરે વિચાર્યું, કે 'લાવને એની પાસે જાઉં.'

'ચિત્રકાર, ચિત્રકાર, દેવનાં મંદિર હોય, સર્પનાં મંદિર હોય, ગરૂડનાં મંદિર હોય, તો મયૂર મંદિર કાં ન હોય?'

ચિત્રકાર તો હસી પડયો, ને બોલ્યો, ' અરેરે ! મોર તને આ વિચાર ક્યાંથી આવ્યો ? એવું તે કંઇ બનતું હશે ? તને મેં કળાના દેવ તરીકે ચિત્રે ચિત્રે ચીતર્યો છે. ચિત્ર દોરું છું કે મોરને ગમે તેમ કરીને લાવું છું. એ ઓછું છે કે વળી હવે મયૂર મંદિરના તને મનોરથ થયા છે ? '

પણ મોર તો કંઈ જીદ છોડે ? એને તો એમ થાય કે ' મારામાં શું નથી કે મારૂં મંદિર ન હોય ? સાપ બધાને કરડે તોય તેનું મંદિર ? લોકો એનો દિવસ ઉજવે, અને મને કંઇયે નહિ ? લાવને પેલા કવિ પાસે જાઉં. એ મારી ખૂબ પાછળ પડે છે. '

પછી મોર તો કવિ પાસે ગયો.

કવિ નદી કિનારે ફરે. મોર એમની નજરે પડયો, ત્યાં તો કવિ ગાવા લાગ્યા: ' પૂરનો મોરલો હો રાજ. '

' હમણાં મોર નાચશે. હમણાં મોર ટહૂકા કરશે. ' એમ ધારી કવિ તો ચૂપચાપ સ્થિર બેસી ગયા.

ત્યાં તો મોર પીછાં હલાવતો હલાવતો કલગી નચાવતો નચાવતો પાસે ગયો, ને બોલ્યો, ' કવિરાજ,

તમે રોજ અહીં આવો છો ને મને જોઈ રાચો છો. મારાં ગાન પણ ગાઓ છો. જૂઓને દેવનાં મંદિર હોય, સર્પનાં મંદિર હોય, ગરૂડનાં મંદિર હોય, તો મયૂર મંદિર કાં નહિ ?'

કવિ તો સાંભળે શાના ? એ તો ગાવાજ લાગ્યાઃ

'મારો છે મોર, મારો છે મોર,
મોતી ચરંતો મારો છે મોર.'

મોર તો ત્યાંથી યે નિરાશ થઈને પાછો ફર્યો.

પાસે એક નદીનો વિશાળ પટ હતો. તેના કિનારે ઋષિનો એક આશ્રમ હતો. નદીમાં છબછબિયાં પાણી. રેત છીપોલીના ઢગ ને ઢગ. કંઇ કંઇ નાના નાના શંખલાયે હતા. આશ્રમમાં ઋષિ રહે, તેમ બાળકો પણ રહે.

સાંજ પડી. સૂરજબાપા નમતા થયા. છાંયડા ફરી વળ્યા. મીઠા વા વાવા લાગ્યા. ધરતી ઠંડી પડી.

બાળ બાળિકા નદીએ ચાલ્યાં. કોઈ ઝાડે ચઢયાં, તો કોઈ ચોતરે બેઠાં. કોઇ રેતીમાં દોડયાં, તો કોઇ પાણીમાં કૂદયાં. એક બાળિકા જરા દૂર જઈ રમે ત્યાં થઇને પેલા મોર રાજા નિરાશ થઈને જતા હતા.

'રોજ તો મોર નાચતા જાય, કૂદતા જાય, મીઠા ટહૂકા કરતા જાય, ને આજ મોરરાજા આમ છાનામાના કેમ જાય છે ? લાવને એમને પૂછી લઉં ?' કરતી બાળિકા બોલી:

'મોર રાજા, મોર રાજા, આમ કેમ ? રૂપાળી સાંજ પડી છે, ઠંડા વા વાય છે, પંખીઓ પાછાં માળે ફરે છે, ગાયો ને ભેંશો ઘર ભણી જાય છે. સૌ આનંદમાં ચાલતાં જાય, કૂદતાં જાય ને નાચતાં જાય. તમે આજે દિલગીર કેમ છો ?'

મોર રાજા થોભી ગયા. મનની વાત કરવા લાગ્યા:

'બહેન, દેવનાં મંદિર હોય, સર્પનાં મંદિર હોય, ગરૂડનાં મંદિર હોય, વાનરનાં મંદિર હોય, પણ મયૂર મંદિર કાં ન હોય ?

રાજા કહે, તને પથ્થર ઉપર કોતરી હજારો પથ્થરમાં તારો એક પથ્થર કિલ્લામાં ગોઠવું.

રાણી કહે, તને કોર પાલવે મઢું.

ચિત્રકાર કહે, તને ચિત્રે ચિત્રે ચીતરૂં.

કવિ કહે, તારી કવિતા ગાયા કરૂં.

પણ મયૂર મંદિર તો કોઇએ કંઈ ભાળ્યું યે નથી, ને સાંભળ્યું યે નથી !'

બાળિકા કહે, " ઓહો ! એમાં શું ? લાવોને હું મયૂર મંદિર ચણી દઉં.'

બાળિકાએ તાજી ભીની રેત લીધી. પગનાં પગલાં ડાબી મંદિર કરી દીધું. મંદિરને દરવાજા કર્યા. ગોળ ઘુમ્મટ કર્યો. ફરતો એવો કોટ કર્યો. નાનાં નાનાં પાંદડાના બાગ બગીચા કર્યા. વચ્ચે એરંડાની સળી ખોસી ફુવારા કર્યા. મંદિર ઉપર રેતીનો કળશ ચઢાવ્યો. એક ધજાએ ચઢાવી.

નમતા સૂરજનાં રાતાં તેજ પડયાં. મયૂર મંદિરમાં રાતા પ્રકાશ પડયા. મયૂર રાજા મંદિરે બીરાજ્યા.

આજે પણ કોઇ બાળિકા નદીએ જતાં મયૂર મંદિર બનાવી તેનું સ્મરણ કરાવે છે.



## નિર્દોષ-બાળકોને આપવાં લાયક શિક્ષ

બાળકોના હાથમાં મૂકવા લાયક ઉંચી કોટીનાં પુસ્તકો વિદ્વાન લેખકોના હાથથી તઇયાર કરવ આ સર્વ પુસ્તકો નિર્દોષ બાળકો-શાળાના વિદ્ય ખાસ મૂકવા લાયક છે.

**ભોળી જમના** (આખી એક બાળવાર્તા—સચિત્ર
**વાત બહેનાં** (સચિત્ર ૧૬ વાતો)...
**લઘુ મહાભારત** (ર. ઉ. પંડ્યા કૃત)
**લઘુ રામાયણ.** ,, ,, ...
**બાળગીત** (શાળોપયોગી-સચિત્ર) ...
**સંવાદ પુષ્પમાળા** (સચિત્ર) ...
**સદર** ભાગ ૨ જો... ...
**કાદમ્બરી અને વાસવદત્તા** (કર્તા છ. હ. પંડ્યા
**મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ** (કથાઓ)
**મેવાડ-પતન** (દ્વિજેન્દ્ર રૉય સચિત્ર નાટક)
**દલપત સતસઈ** (૭૦૦ દૃષ્ટાન્તિક દોહરા)
**પ્રભાવતી** (ઐતિહાસિક નાટક) ...
**સીતા** (નાટક. કન્યા હાઇસ્કુલો માટે ટેક્સ્ટ)
**સુભદ્રા** (વાર્તારૂપે ,, ,, )
**ભવભૂતિ અને હર્ષદેવની નાટ્યકથાઓ**
**બાળકોનો મિત્ર** (૨૧ વાતો) ...
**મહાવીર ચરિત્ર** (ભવભૂતિના એક નાટક ઉપરથ
**વીર શાહુ** (ત્રણ અંકનું ઐતિહાસિક નાટક)
**ફુલમાળા** (૩૨ સુંદર વાતો) ...
**નીતિ-વચન** (સ્વ. કરશનદાસ મૂળજી કૃત)
**ગોપાળ કૃષ્ણ ગોખલે** (સચિત્ર જીવન ચરિત્ર)

પ્રકાશક : **જીવનલાલ અમરશ**
પીરમશા રોડ, અ